

श्री

# चंद्रावलि.

नामक

## अपूर्व नाटिका.

---

अनुवाद करी प्रसिद्ध करनार
कंथारीआ बाळाशंकर उल्लासराम.
भरुच कलेक्टर ओफीसमां कारकुन,
''देवीदास राजनीति'' ने शोधन करी
प्रसिद्ध करनार.



નડીઆદ
સત્યસાગર પ્રેસ.

---

 સને ૧૮૮૨—સંવત ૧૯૩૮

---

मूल रू०।)

## સમર્પણ.

પ્રેમ પોષક નવમણિ!

લે આ "ચંદ્રાવલિ" તનેજ સમર્પણ કરૂં છું. આ અનુવાદ રચવામાં તારોજ મને ઉદ્દેશ હતો, ને તે પ્રમાણે હું અનુસર્યો છું. જે જન સત્ય પ્રેમ— દૃઢ પ્રેમ— સમજે છે અને રસજ્ઞ છે તે તો આ નાટિકાને હાથમાંથી મુકશે નહીં— ને "ચંદ્રાવલિ"ને ચિત્તથી વિસારશે નહીં. ગમે તેમ હો. મારે આત્મ શ્લાઘા શાને કરવી જોઈએ. કેલવણીવાળા કેહ લગી ડાહ્યા ધિક્કાર કરશે તો મને થોડીજ દરકાર છે. પરંતુ—તું—રસિક—પ્રેમી! મને ઉદ્દેશ દેનાર—તારી આજ્ઞા, તારો હર્ષ અને તારા મનોભાવાનુસાર અનુવાદિત આ લઘુ નાટિકા થએલી જોઈ—મારૂં પ્રેમ પુર્વક— દૃઢ પ્રેમની નિશાની રૂપ— સમર્પણ સ્વિકારીશ એજ હું સર્વસ્વ માનીશ.

લી. તારો
સહાયનો
બાલ.

ભરૂચ મોટી ફળીયું.
વૈશાખ, કૃષ્ણપક્ષ પંચમી.
સંવત ૧૯૩૮.

# भूमिका.

लक्ष्यते नाटिकाप्यत्र सङ्कीर्णान्यनिवृत्तये
तत्र वस्तु प्रकरणान्नाटकान्नायको नृपः
प्रख्यातो धीरललितः शृंगारोऽङ्गी सलक्षणः
स्त्रीप्राय चतुरङ्कादि भेदकं यदि चेष्यते
एकद्वित्र्यङ्कपात्रादि भेदेनानन्तरूपता
देवी तत्र भवेज्ज्येष्ठा प्रगल्भा नृपवंशजा
गंभीरा मानिनी कृच्छात्तद्वशान्नेतृसङ्गमः
नायिका तादृशी मुग्धा दिव्या चातिमनोहरा
अंतःपुरादि सम्बन्धादासन्ना श्रुतिदर्शनैः
अनुरागो नवावस्थो नेतुस्तस्यां यथोत्तरम्
नेता तत्र प्रवर्तेत देवीत्रासेन शाङ्कितः
कैशिक्यङ्गैः चतुर्भिश्च युक्ताङ्कैरिव नाटिका.

( दशरूपकम )

## पात्र वर्ग

सूत्रधार-નાટકાચાર્ય.

पारिपार्श्वक-વિદૂષક.

शुकदेव, नारद-એ નામના રૂષીઓ.

चंद्रावली-પ્રિયા.

ललिता-ચંદ્રાવલીની પ્રિય સહચરી.

दासी-ચંદ્રાવલીના બાપ વૃષભાનુની.

वनदेवी, संध्या, वर्षा-એ નામની દેવીઓ ને ચંદ્રાવલીની સખીઓ.

संध्यावली-ચંદ્રાવલીની દૂતી.

चंपकलता-ચંદ્રાવલીની સખીઓમાંની એક.

माधवी कामंजरी विलासिनी, चंद्रकांता, वल्लभा, स्यामला, भामा, कामिनी, माधुरी — ચંદ્રાવલીની સખીઓ.

जोगण-શ્રીકૃષ્ણ જોગણના વેશમાં.

श्रीकृष्ण-મુખ્ય નાયક.

विशाखा-ચંદ્રાવલીની પ્રિય સહચરી.

# चंद्रावली नाटिका·

## સ્થાન રંગશાળા.

( બ્રાહ્મણ આશીર્વાદ ભણતો ભણતો આવે છે. )

દુહો.

પુષ્ટિત નેહ નવનીર નિત, વરસે રસ ભરપૂર,
દેખિ અલૌકિક ઘન પ્રભુ, નાચે મન મયૂર.

( વળી )

નેતિ નેતિ તત શબ્દ પ્રતિ, પાય સર્વ ભગવાન
ચંદ્રવલી ચકોર શ્રીકૃષ્ણ કરો કલ્યાણ

( સુત્રધાર આવે છે )

સૂ - હવે બસ બહુ થયું, વધારે લંબાણ કરવાનું કાંઇ કામ નથી; મારિષ મારિષ જલદી આવો, આજનો રૂડો અવસર ફરી નહીં મળે; આજ અમે અમારો ગુણ દર્શાવી સાર્થ થઈશું.

( પારિપાર્શ્વક આવીને )

પા—કહો કહો, આજ એટલા બધા પ્રસન્ન કેમ થઈ રહ્યા છો; આજ શાનું નાટક ભજવી બતાવવાનો વિચાર છે, અને એમાં એવો શો રસ છે કે ફુલ્યા સમાતાએ નથી?

સૂ—આહા! હજુ સુધી તમે ના જાણ્યું? આજ મારો એવો વિચાર છે કે સાંપ્રતકાળમાં બનેલું એવું એક નવું નાટક ભજવી બતાવવું. એકનું એક નાટક વારંવાર ભજવી બતાવવું નિરસ થાય છે.

પા—વાહ, એતો ઘણું સારૂં કહ્યું. પણ એતો કહો કે એ નાટક કોનાથી રચાયું છે?

સૂ-પ્રખ્યાત હિંદવાસી કવિ હરિશ્ચંદ્રની રચનાનો આશય લઈ એક યૌવનારૂઢ ગુજરાતી કવિની રચના છે.

પા-ત્યારે તો બસ, હવે આના પ્રયોગમાં વાર કરવી એ ભુલ છે.

(નેપથ્યમાં)

દુહા.

શ્રવણ સુખદ ભવ ભય હરણ ત્યાગીને અત્યાગ
નષ્ટજીવ વિણ કોણ હરિ ગુણથી કરે વિરાગ
તજી જાય નહીં હમ થકી, પરમ પૃણ્ય ફળ કાજ
કૃષ્ણ કથાથી અધિક મૃદુ કથિયે કથાપું આજ

**સૂ**-(સાંભળીને આનંદથી) આહા જુવો પેલો મારો પ્રિય નહાનો ભાઈ શુકદેવજીનો સ્વાંગ લઈ રંગશાળામાં આવે છે. અને હજુ હમારી વાતોનો તો પાર ના આવ્યો. મારીષ, ચાલો હવે અમે પણ પોત પોતાનો વેષ ધારણ કરીએ.

**પા**-થોભો એક ક્ષણ. મને શુકદેવજીના આ વેશની શોભા જોઈ લેવા દો પછી હું જઈશ.

**સૂ**-ઠીક કહ્યું, આહા! કેવો સુંદર બન્યો છે વાહ મારા ભાઈ વાહ! કેમ ન હોય! આખર મારો રંગરજકનો ભાઈજ કેનો!

જંગલા ઝીંઝોટીની ઠુમરી, અગર ભૈરવ, અગર
"જય યમુને ભયભીતિ નિવારિણી સંકટ તારિણી
પાવયમામ્" એ રાગ.

અતિ કોમળ સહુ અંગ અને સુંદીર સલુણી છબી બનીરે,
જટા અલૌકિક આંબળવાળી, એવો આવે બની ઠનીરે. અતિ૦ ૧
ભુજ વિશાળ મુખ ચંદ્ર વિરાજે, લજ્યા યુત સુંદર ચખ છાજે,
હૈયુ વેધે અતિશય ખેંચી, ભ્રૂગ કમાન સુભ્રઅર તણીરે. અતિ૦ ૨
નયન જોઈ છબિ સુંદર પળ નહી, ટળે કાંતિ નહી જાય કહી,
જાણે પ્રેમ ધરી રૂપ આવે, એવી શોભા લલિત ઘણીરે અતિ૦ ૩

તો ચાલો હવે અમે પણ પોત પોતાનો સ્વાંગ સજી આવીએ.

( જાય છે )

॥ इतिप्रस्तावना ॥

अथ विष्कंभक.

(આનંદમાં મગ્ન ઝુલતા ઝુલતા શુકદેવજી આવે છે)

દુહા.

સૂ-શ્રવણ સુખદ ભવ ભય હરણ, ત્યાગીને અત્યાગ
નષ્ટજીવ વિણ કોણ હરિ ગુણથી કરે વિરાગ
તજી જાય નહીં હમ થકી પરમ પુણ્ય ફળ કાજ
કૃષ્ણ કથાથી મૃદુ અધિક કથિએ કથા શું આજ

અહા! સંસારના જીવોની કેવી વિલક્ષણ વૃત્તિઓ છે; કોઈ ધર્મ નિયમમાં ગ્રસ્ત છે તો કોઈ જ્ઞાનના ધ્યાનમાં મસ્ત છે. કોઈ મતાન્તના ઝગડામાં મચી રહ્યા છે. એક બીજાનો દોશ દર્શાવે છે અને પોતાને ડાહ્યા માને છે; કોઈ સંસારને સર્વસ્વ માની પરમાર્થ ને તુચ્છ ગણે છે તો કોઈ પરમાર્થને પરમ પુરૂષાર્થ માની ઘરબાર કુટુંબાદિ તજી દે છે; પોત પોતાના રંગમાં રમી રહ્યા છે જેણે જે સિદ્ધાંત કરી લીધો છે તેમાંજ તેનો જીવ ભરાયલો છે, અને તેના જ ખંડન મંડનમાં પોતાનો જન્મ ગાળે છે, પણ પરમ પ્રેમાનંદમય એકાંત ભકિત જેનો ઉદય થતાં વાંતજ અનેક પ્રકારના આગ્રહ સ્વરૂપ જ્ઞાન વિજ્ઞાનાદિક અંધકાર નાશ પામે છે, અને ચિત્તમાં આવતાં વાંતજ સંસારનો બંધ એની મેળેજ ખુલી જાય છે, તે કોઈને પ્રાપ્ત થઈ નથી. કયાંથી પ્રાપ્ત થાય! સર્વે એના અધિકારી નથી, અને વળી જે લોકો ધાર્મિક કહેવાય છે તેમનુ ચિત્ત સ્વમતનુ સ્થાપન અને પરમતનુ નિરાકરણ કરવા રૂપ હોવાથી અને વિષયી વિચારોની અનેક પ્રકારની તૃષ્ણા હોવાથી તેમને એવો અવસરજ કયાંથી મળે કે એ તરફ વલણ કરે! (વિચાર કરીને) આહા! આ મદીરાનુ શિવજીએ પાન કર્યું છે. બીજો કોઈ શું પી શકશે! જેને તેના અર્ધાંગમાં બેઠેલી પાર્વતી પણ વિકાર ઉત્પન્ન કરી શકતી નથી. ધન્ય છે, ધન્ય છે, એવો બીજો કોણ છે (વિચાર કરીને ના, ના, વ્રજની ગોપીકાઓએ તેમને પણ જીત્યા છે. આહા! કેવો તેમનો અકથનીય અને અકરણીય પ્રેમ છે! કેમકે જયાં મહાત્મ્ય જ્ઞાન હોય છે ત્યાં પ્રેમ નથી હોતો અને જયાં પુર્ણ પ્રીતિ હોય છે ત્યાં મહાત્મ્ય જ્ઞાન નથી હોતું. પરંતુ ધન્ય છે કે એમનામાં એ બંન્ને વસ્તુનો એક સંગ છે; નહીં તો મારા જેવો નિવૃત મનુષ્ય રાત્રિ દિવસ એમના

યશનું ગાન કિર્તન કેમ કરે?

( નેપથ્યમાં વિણા વાગે છે )

આકાશ તરફ જોઈને અને વિણાના શબ્દ સાંભળીને) અહા! આ આકાશ કેવું પ્રકાશિત થઈ રહ્યુ છે અને વિણાના કેવા મધુર સ્વર કાને પડે છે! એવો ભાસ થાય છે કે દેવર્ષિ ભગવાન નારદ અહીંઆં આવે છે. અહા વિણા કેવા મૃદુ સ્વરથી બોલે છે! (આકાશથી ઉતરતા જોઈને) આહા! એતો એજ છે, ધન્ય છે, કેવી સુંદર શોભા છે-

રાગ ખમયચ અથવા ઈમન કલ્યાણમાં ગવાશે.

પીંગ જટાભાર શીશ ઉપર સુંદર સોહે,
તુલસીદલની માલ ગળે જોઈ મન મોહે. પીંગજટાભાર. ૧
મૃગપતિનુ ચર્મ કટી, ચરણ ઘુઘરી ધારે,
નારાયણ ગોવિંદ કૃષ્ણ નામ મુખ ઉચારે. પીંગજટાભાર ૨
ધારિ વિણા કર મૃદુ સ્વર સસથી અલાપે,
પાપ મોચન હરિ રટણથી નરભવાબ્ધિ કાપે. પીંગજટાભાર. ૩

૨

જુગતુ બની વીણા અતિસે શોભિતી બનાવી
જાણે કલય સૂર તણી ગાંઠડી લટકાવી. જુગતું બની૦ ૧
શું આરોહન અવરોહનનાં જાણે બે ફળ સોહે
કે કોમળ ને તિવ્ર સુરથી જકતનું મન મોહે. જુગતું બની૦ ૨
કે શ્રી રાધાકૃષ્ણ તણા ગુણગણથી ભરેલા
ખરચે ખુટે ન નિત્ય એવા, કોશ બે ઠરેલા. જુગતું બની ૩
તિર્થમય ચરિત્ર કૃષ્ણ, કાજ કાવડ ધારી
કે ભુગોલ ને ખગોલ, કર લીધાં શું ધારી. જુગતું બની૦ ૪
જગ બુદ્ધિ તણા તોલ કાજે, શું તુલા બનાવી
ભકિત અને મુકિત તણી પેટી જુગ રચાવી. જુગતું બની૦ ૫
ઉપમા કવિ શું નામ આપે, શ્રી રાગ ગાન કાજે
રાગ સિંધુ તરણ કાજ, તુંબી જુગલ છાજે. જુગતું બની૦ ૬

દુહા.

બ્રહ્મ જીવ નિર્ગુણ સગુણ દ્વૈતા દ્વૈત વિચાર

નિત્ય અનિત્ય વિવાદરૂપી, તુંબી જુગ નિરધાર ૧
કહાય વૈરાગી લઈ, એક તુંબી કર માંય
બે તુંબી લઈ કર ધરે, વધે ન કયમ કહેવાય. ૨

તો હવે એમને મળી આજ હું પરમાનંદનો લાભ પામીશ.

( નારદ આવે છે. )

शूक–( આગળ વધીને અને ગળે ભેટીને ) પધારો, પધારો, કહો કુશલતો છે? કયા દેશને પવિત્ર કરતા આવો છો?

नारद–આપના જેવા મહા પુરૂષનાં દર્શન થયાં અને કુશલ ન હોય એ વાત અસમ્ભવિત છે. અને આપે કુશલ પુછવું એ જ વ્યર્થ છે.

शूक–થયું એતો હવે; કહો કે આપ આવો છો કયાંથી?

नारद–આ સમય તો હું શ્રી વ્રન્દાવનથી આવું છું.

शूक–અહા ધન્ય છે કે આપ એ પવિત્ર ભૂમીથી આવો છો. ( થોડીવાર થોભીને ) ધન્ય છે એ ભૂમીની રજ! કહો ત્યાં શું શું દીઠું?

नारद–ત્યાં પરમ પ્રેમાનંદમયી શ્રી વ્રજવલ્લભી લોકોનું દર્શન કરીને હું પવિત્ર કૃતાર્થ થયો, અને એમની વિરહાવસ્થા જોતો વરસો સુધી ભ્રમમાં પડો રહ્યો, અહા ધન્ય છે એ ગોપીજન- એમના ગુણનું કથન કોણ કરી શકે-

રાગ ભૈરવી. તાલ દાદરાની.

૧

નહીં કોઈ ગોપી તુલ્ય પ્રમાણી (બે ત્રણવાર)
જેણે ગણી કુલ લજ્યા તૃણવત, હરિ રસ પ્રીતિ નાણી. નહીં૦ ૧
નાંખી ગળે નિજ બાંહ મૃદુને, વશ કીધા ચક્ર પાણી. નહીં૦ ૨
એ પદ છત્રની છાયા રહો નિત, સંતને શિર લ્યો જાણી. નહીં૦ ૩

૨.

વ્રજની કુંજ લતા મન ભાવે. (બે ત્રણવાર)
ગોપી પદ પંકજ પાવનની, રજ શિર ઉપર લાવે. વ્રજની. ૧
આવતાં જાતાં કુંજ ગલીમાં, રૂપ સુધારસ પાવે. વ્રજની. ૨
ચાહું વર શ્રી રાધે રાધે, નિત મુખ ઉપર આવે. વ્રજની. ૩

(બન્ને જણ પ્રેમ તલ્લિન થઈ જાય છે અને
નેત્રમાંથી અશ્રુ વહે છે.)

शूक–(પોતાનાં આંસુ લોહીને) અહા ધન્ય છે, આપને ધન્ય છે! હમણાં જો મેં સંભાળ લીધી ના હોતતો વિણા આપના હાથ માંથી પડી જાત. કેમ ન હોય. શ્રી મહાદેવજીના પ્રીતિ પાત્ર છો; આપ એવા પ્રેમી હો એમાં આશ્ચર્ય નથી.

नारद–( પોતે સંભાળ લઈને ) અહા! આ ક્ષણો કેવી આનંદ માં વીતી એ આપ જેવા મહાત્માની સંગતનું ફળ છે.

शूक–કહો, એ સર્વ ગોપીઓમાં વિષેશ પ્રેમ કહોનો છે?

नारद–વિશેશ કહોનો કહું અને ન્યુન કહોનો કહું. એક એકથી વધે છે. શ્રીમતી (રાધા) ની તો કાંઈ વાતજ ન કરવી. એ તો શ્રી કૃષ્ણજ છે, માત્ર એક લીલાને વાસ્તેજ બીજા રૂપમાં છે. તથાપિ શ્રી ચંદ્રાવલીના પ્રેમની ચર્ચા આજ કાલ ડગલે ડગલે ફેલી રહી છે. અહા! કેવો વિલક્ષણ પ્રેમ છે! જો કે માતા, પિતા, બંધવ આદિ સર્વ નિષેધ કરે છે, અને આણી તરફ શ્રીમતીનો પણ ભય છે, તથાપિ શ્રી કૃષ્ણ સાથે જળમાં દુધની પેઠે મળી રહી છે. લોક લાજ, ગુરૂજન કોઈ બાધ કરી શકતાં નથી.

शूक–ધન્ય છે! કુલને અરે જગતને પોતાના નિર્મળ પ્રેમથી પવિત્ર કરવા વાળી છે.

( નેપથ્યમાં વેણુનો શબ્દ થાય છે. )

અહા! આ વંશીનો નાદ વળી વિશેષ વ્રજ લીલાની સ્મૃતિ આપે છે. ચાલો ચાલો. હવે તો વ્રજનો વિયોગ સહ્યો નથી જતો. શીઘ્ર જઈને એનો પ્રેમ જોઈએ; એ લીલા દીઠા વગર નેત્ર વ્યાકુલ થઈ રહ્યાં છે.

( બન્ને જાય છે )

॥ इति प्रेम सुख नामक विष्कंभक ॥

## अंक १ प्रथम.

( પડદો ઉઠયો. )

( સ્થાન શ્રી વૃન્દાવન, ગિરિરાજ દુરથી દેખાય છે. )

ચંદ્રાવલી અને લલિતા આવે છે.

ललीता–વ્હાલી વ્યર્થ આટલો શોચ કેમ કરે છે?

चंद्रावली–ના સખી, મને શોચ શી વાતનો છે?

લ.–ઠીક છે; એવી હું મૂર્ખ છું કે એટલું પણ ન સમજું !

ચં.–ના સખી, હું સત્ય કહું છું કે મને કાંઈ શોચ નથી.

લ.–બલિહારી સખી, એક તુંજ ચતુર અને અમે સર્વે તો કેવળ મૂર્ખજતો.

ચં.–ના સખી, જો કાંઈ શોચ હોત તો હું કહેત નહીં? તારાથી એવી કઈ વાત છે કે હું ગુપ્ત રાખું?

લ.– કસર એટલીજ છે તો, જો તું મને તારી પ્રીય સખી ગણતી હોય તો તું કેમ છુપાવે?

ં.–જા જા, મને દુઃખ ન દે. વારૂં મારી પ્રિય સખી તું નહીં હોય તો અન્ય કોણ હશે?

લ.–પણ આ વાત તું મુખથી કહે છે. અંતઃકરણથી નથી કહેતી.

ચં.–કેમ?

લ.–જો અંતઃકરણથી કહેતી હોઉં તો મારાથી છાનુ કેમ રાખે?

ચં.–ના સખી તારો શક કેવળ જાુઠોજ.

લ.–અલી, હું પણ આ વ્રજમાં રહું છું અને સર્વના ઢંગઢાળ જોઉં છું. તું મને એટલી કેમ ઉડાવે છે? એવું કોઈ દિવસ ન સમઝીશ કે આ ભેદ હું કોઇને કરી દેઈશ. શું તું એવું સમઝે છે? સખી તુંતો મારો પ્રાણ છું. હું તારો ભેદ કેને કહેવા જઈશ?

ચં.–વયસા, ન કરે ભગવાન કે કોઈને કંઈ વાતનો સંદેહ પડી જાય જેને કાંઈ વાતનો સંદેહ પડી જાય છે તે મોટી મુશ્કલીથી મટે છે.

લ.-ઠીક, ખા સમ ત્યારે

ચં.-હા સખી, તારા સમ.

લ.-શું મારા સમ?

ચં.-તારા સમ કાંઈ નથી.

લ.-શું કાંઈ નથી! વળી પાછી તું ફરી. તારી છળ વિધા કહેવાઈ શકાતી નથી; તું વ્યર્થ છુપાવે છે શું કરવા સખી તાહારૂ મૂખજ કહી આપે છે કે તું કાંઇને કાંઈ સોચ્યા કરે છે.

ચં.-કેમ સખી, મારૂં મૂખ શું કહી આપે છે?

લ:-કહી આપે છે એ કે તું કોઈની પ્રીતિમાં ફસાઈ છે.

ચં:-વાહરે સખી, તેં તો ઠીક મને કલંક ચોટાડયું.

લ:-એ વાહરે કાંઈ કામ નહીં આવે. આખરે તો હુંજ કામ આવીશ, અને મને સહુ કાંઈ કહેવું પડશે; કેમકે એ રોગ નો વદ મારા શિવાય બીજો કોઈ મળનાર નથી.

ચં:-પણ સખી જ્યારે કાંઈ રોગ હોય ત્યારે કેની?

લ:-વળી પાછી એની એ વાત કહ્યાં જાય છે. શું હું એટલુંએ નથી સમઝતી? સખી, ભગવાને મને પણ આંખ્યો આપી છે, અને મારે પણ મન છે. હું કાંઈ ઇંટ પથ્થરની નથી બની.

ચં:-એવું કોણ કહે છે કે તું ઇંટ પથ્થરની બની છે. એથી શું.

લ:-એથી શું તે એકે આ વ્રજમાં રહીને, એનાથી એજ બચી હશે કે જે ઇંટ પથ્થરની બની હશે.

ચં:-કોનાથી?

લ:-જેની પાછળ તારી આ દશા થઈ છે તેનાથી.

ચં.:-કોની પાછળ મારી આ દશા થઈ છે?

લ:-સખી પાછી તું એજ વાત કહ્યાં જાય છે. મારી રાણી! આ આંખ્યો એવી બુરી છે કે જ્યારે તે કોઈની સાથે લાગી જાય છે ત્યારે ગમે એટલું છુપું રાખો પણ રહી શકતું નથી.

જંગલો તાલ દાદરો.

જોગી જોગન બનાકે કીધર ગયોરે. ( એ રાગ )

લાગી નૈનાં છુપાયે છુપે નહીરે. લાગી નૈનાં છુપાયે નહીરે.
ઘુંઘટમાથી જાણ પડે છે, વાત સહુ જાણે સાહીરે. લાગી. ૧
ચા'ય છુપાયે એતો છપે નહી, જબ પ્રેમે ભીંજી તે મગન બનીરે. ૨
નિડર થઈ વિલાસ કરે છે, સ્યામ સુંદર તણા રંગથી રંગીરે. ૩

ચં.:–વાહ સખી કેમ નહી! તારી શી વાત છે! હવે જાણી જ તારાં માં તો તું એકલીજ રહી છે. ચાલ બહુ જુઠું ન બોલ, જરા ભગવાનથી તો ડર.

લ:–જો તું ભગવાનથી ડરતી હત તો જુઠું શું કરવા બોલત. વાહ સખી હવે તો તું બહુ ચતુર થઈ ગઈ છે. કેવો પોતાનો દોષ છુપાવવાને મને પેહેલેથીજ જુઠી ઠરાવી દીધી ( હાથ જોડીને) ધન્ય છે, તુ દંડવત કરવાને યોગ્ય છે. કૃપા કરી લાવ તારો ડાબો પગ કે હું પુજા કરૂં' ચાલ આજ પછી તને કાંઈ નહી પુછું.

ચં:–( કાંઈક ધભરાયા જેવી થઈને ) ના સખી, તું કેમ જુઠી. જુઠી તો હું છું, અને તું વાત નહી પુછે તો પુછશે કોણ. સખી, તારે ભરૂંસે તો હું આટલી નિડર રહું છું. અને તું તો આમ રીસાઈ જાય છે.

લ:– નહી બસ, હવે હું કયારે પણ તને કાંઈ પુછવાની નહી. એક વખત પુછીને તો ફળ પામી ચુકી.

ચં.–(હાથ જોડીને) ના સખી એવી વાત મુખે ન કાઢ. એકતો હું પોતે મરી રહી છું અને તારી વાત સાંભળીને વળી અદમોઈ થઈ જઈશ. (આંખ્યોમાં આંસુ આણે છે )

લ.–પ્યારી તને મારા સમ. ઉદાસ ન થા. સર્વે પ્રકારે હું તારી છુ. તારા સારાને વાસ્તે પ્રાણ દેવાને તૈયાર છું. આ તો મેં જરા મશ્કરી કરી હતી. શું હું નથી જાણતી કે તું મારાથી કાંઈ વાત છુપાવનાર નથી, અને છુપાવીશ તો કામ કેમ ચાલશે. જો,

સવૈયા. જંગલા ઝીંઝોટીની ઠુમરીમાં પણ ગવાશે.

ભેદ નહીં લહી શું મુજ પ્યારી સુણો દિલ અંતર જો ઠરશે.

કોણ મિલાવશે પિયુ પ્રિયા વળિ કારજ કોણ થકી સરશે.
મુજ જાણ વિના ન ઉપાય કંઈ કહો કોણ બીજી કુવ્યથા હરશે
રોગી બતાવશે રોગ નહીં સખિ વૈદ બિચારો કશું કરશે.

ચં.–તો સખી એવી કઈ વાત છે કે તારાથી છાની છે. તું જાણી બુઝીને વારંવાર કેમ પુછે છે? આવું પુછવું એતો ચીઢવવું કહેવાય છે. અને વળી મને વ્યથ સ્મૃતિ આપીને દુઃખ કેમ દે છે? હા!

લ–સખી હું તો પહેલેથીજ સમઝી છું. આતો મેં કેવળ તારી હઠ કરવાથીજ આટલું પુછ્યું. નહીં તો શું હું નથી જાણતી?

ચં.–સખી હું શું કરૂં, ઘણુંએ ભુલાવે પાડવા ચાહું છું પણ એ કપટીની છબી ભુલાતી નથી. એથીજ સર્વે જાણી જાય છે.

લ–ઠીક છે સખી.

રાગ ધનાસરી, અથવા પીલુ ધનાસરી, પીલુ અને
ભેરવીમાં પણ ગવાશે.

લાગી પ્રેમ તણી ચિતવન ચિત, ઓર પ્રકારની એ બલિહાર.
લાખ પ્રકાર છપાવો નહીં, પ્રેમ પ્રકાશ અપાર. લાગી. ૧
ઘુંઘટમાં નહી ઘડિક સમાયે, પ્રેમ અનંત પ્રકાર. લાગી. ૨
કેમે કરી પ્રીત છાની રહે નહીં, જાણ પડે ઝટવાર. લાગી. ૩

ચં.–ઠીક સખી. જે દોષ છે તે આ નેત્રોનોજ છે. એજ રીઝે છે, એ પોતાને છુપાવી શકતાં નથી. પોતાનાજ કર્યા ઉપર પોતે રૂવે છે. હા!

રાગ ધનાસરી. અગર ભૈરવી સીંધ.

નેનાં અતિસ નહોર–સખીએ–નેનાં અતિસ નહોર
જયારથી હરીશું જઈને મળીયાં, પરવશ થયાં નહોર. સખીએ ૧
મોહન રસમાં રસમય થઈને, ડોલે મત કરી જોર. સખીએ. ૨
બહુ કરૂં પણ શિખ નહિ મુજ માને, એવાં પાપિ અઘોર સ૦ ૩
તજીયું જગ કરી ક્રોધી મુજપર, કરી હઠ ફરે ન ઓર. સખીએ ૪
પિયુષ ભર્યાં દેખીતાં રૂડાં–પણ એ વિષનાં હોર. સખીએ. ૫

લ-એમાં શો સંદેહ છે. મારા ઉપર તો સર્વે કાંઈ વીતી ચુકીછે હું એમના વ્યવહારોને સારી પેરે જાણું છુ. એ નહોર નેન એવાંજ હોય છે.

દુહા.

નિર્લજ નયન નહોરજો, સખિ કંઈ લાગી જાય
સૂઝ ચેન કંઈ નહીં પડે, સોચ કરી રડી જાય. ૧
જો વારે નહીં કોઈ તો, બને મત્ત ગજરાજ
થાય વેરની વાતજો, દેણ લેણનું કાજ. ૨

ચં.-અને વળી એ એવાં તો હઠીલાં છે કે જે છબી ઉપર એ રીઝે છે તેને ભુલતાં નથી, અને કેમ ભુલે! શું તે ભુલવાને યોગ્ય છે? હા.

જંગલા ઝીંઝોટીની ઠુમરી.

તે મધુરી છબી નૈન ન ભુલે.
દયા ભરી ચિતવન ચોપાસે, જોને કુમલ દલ ફુલેરે. તે મધુરી. ૧
ગમન અને વળી હાસ્ય છબીલું, મારા મનને ચોરેરે.તે મધુરી. ૨
કતરાતું હરિનું લળિ ચાલવું, કાળજ મારૂ કોરેરે. તે મધુરી. ૩
કમળ ફેરવી ચાલે ધિરિ ગતી, ગૌરી પાછળ આવેરે. તે મધુરી. ૪
બીડી મુખ વળી વેણુ વજાડે, અંબર પ્રીત ધરાવેરે. તે મધુરી ૫
પરવશ થઈને નૈન ફરે છે, પણ નાહીં ટાળે ટાળેરે. તે મધુરી. ૬
હરિ શશિ મુખ મધુરી છબી નિરખી, તન મન ધન સહુ હારેરે.
તે મધુરી૦ ૭

લ.સખી, હું પણ તેજ વિપત્તીને ભોગ થઈ પડી છું. તેથી હું કાંઈ કહી શકતી નથી. બીજી હતતો તે તારી નિંદા કરત અને તને આનાથી અટકાવત.

ચં.-પ્યારી, બીજી હત તો હું પણ એકદમ કહી દેત નહીં. તું તો મારો આત્મા છું. તું તે મારૂં દુઃખ મટાડીશ કે ઉલટું સમઝાવીશ.

લ.-પણ સખી મોટી આશ્ચર્યની વાત છે કે જેવી તું આ સમય દુઃખી છે તેવી તું સર્વદા રહેતી નથી.

ચં.-ના સખી, ઉપરથી દુઃખી રહેતી નથી. રાત્રી કેવી વીતે છે

તે તો મારો જીવ જાણે છે.

સવૈયો દુગરીમાં પણ ગવાશે.

સ્યામ થકી દિન જેથિ પડી છુટી તે દિનથી ચખ અશ્રુથી ધોયે.
પ્રેમ તણે પડિ ફંદ અલી એતો, તે દિનથી કુલ લાજને ખોયે;
દુખમાં દિન જાય વિતી પણ જો, સજની રજની વિત તીમ મરોયે.
જાણું સખી દુખ અંતરનુ નિશિ સોઉં કે રોઉં કહો કુણ જોયે. ૧

લ.—હોય એમ સખી, પણ જ્યારે જ્યારે મે તને જોઈ ત્યારે એ કજ દશામાં દીઠી. અને હમેશાં તું આરશીમાં જોયાં કરતી હતી તે હું જોતી હતી, પણ એનો ભેદતો આજ ખુલ્યો.

કવિત. કલ્યાણ અથવા ભૈરવના ચોતાળામાં પણ ગવાશે.

વિચારી વિચારી રહી સોચમાં હું રેન દિન, કેમ સખી હાથ થી ન દર્પણ વિસારતી.
તેમ વા'લી તુજ તણો સંયોગ વિયોગ કાંઈ એક તુજ થકી મુજ ને ન બતલાવતી.
જાણી મારી રાણી પ્રેમ પંથની કહાણી, તારી વાણી થકી નીત્ય નિત્ય એને તું વિચારતી.
નેન માંહ વસી મન માની મુરતી પિયુની, વાર વાર દરપણ લઈને વિચારતી. ૧

સખી ધન્ય છે; તું વડી પ્રેમી છે. પ્રેમ શબ્દને સાર્થક કરવા વાળી અને પ્રેમી જનના મંડળની તું શોભા છે.

ચં.—નહીં સખી, હું જે દર્પણ લઈને જો જો કરતી હતી તેનુ કારણ કાંઈક બીજુંજ છે. હા! (લાંબો નિશ્વાસ મુકીને) સખી! જ્યારે હું આરસીમાં મારૂ મુખ જોતી હતી અને તેનો રંગ મને પીળો માલમ પડતો હતો ત્યારે ભગવાનને હાથ જોડી કહેતી હતી કે "હું તેને ચાહુ અને તે મને ન ચાહે?" હા! (આંસુ ગરે છે)

લ.—વહાલી, શું સમઝાવીશ હું તને, પણ મારી એટલી વિનંતી છે કે તું ઉદાસ ન થા. જે તારી ઈચ્છા હોય તે પુરી કરવા હું તત્પર છું.

ચ.—હા! સખી, આશ્ચર્ય છે કે મને કાંઈ ઈચ્છા નથી અને હું

કાંઈ ચાહાતી નથી તો પણ મને એના વિયોગનું અતિ દુઃખ થાય છે.

લ.-સખી, હું તો તને પેહેલેથીજ કહી ચુકી કે તને ધન્ય છે. સંસારમાં જેટલો પ્રેમ થાય છે તે કાંઈ ઈચ્છા સહિત થાય છે. અને સર્વે લોક પોતાના સૂખમાં સૂખ માને છે, પણ તેથી વિરૂદ્ધ, તું કાંઈ પણ ઈચ્છા વિના પ્રેમ કરે છે અને પ્રીતમના સૂખમાં સૂખ માને છે. એ તારી વાત સંસારથી ન્યારી છે, તેથીજ મેં તને કહ્યું કે તું પ્રેમીના મંડળને પવિત્ર કરવાવાળી છે.

ચં.-(નેત્રમાં આંસુ લાવી મૂખ નિચું કરી દે છે.)

દાસી-(એકદમ આવીને) અલી, માજીતો ખીજી રહ્યાં છે. વાહ! ઘરમાં કાંઈ કામકાજ છે કે એક હાહા ઠીઠીજ કરવી છે! ચાલ ઉઠ, સવારથી અહીંયાં પડી રહી છે.

ચં.-ચાલ આવું છું, વગર વાતની બકુવા લગાવી. ( લલિતાને ) સાંભળ સખી, એની વાતો તો સાંભળ. ચાલ જઇએ.

(બન્ને જણ જાય છે.)

**॥ स्नेहा लापक नाम प्रथम अंक समाप्त. ॥**



## द्वितिय अंक .

( સંધ્યાકાળનો સમય; કાંઈ વાદળાં છાઈ રહ્યાં છે )
વિયોગણી બનીને ચંદ્રાવલિ આવેછે.

ચં.-(એક વૃક્ષની હેઠળ બેસીને) વાહ! પ્રીતમ વાહ! તમે અને તમારો પ્રેમ બન્ને વિલક્ષણ છો, અને નિશ્ચય તમારી કૃપા વગર કોઈ એનો ભેદ જાણતું નથી; કેમ જાણે! સર્વે એના અધિકારી નથી. જેવું જેણે સમજયું તેવું તેણે માન્યું. હા! આ તમારો અખંડ પરમાનંદમય પ્રેમ એનું અને જે જ્ઞાન વૈરાગી આદીને તુચ્છ કરીને પરમ શાન્તિ આપવા વાળું છે તે જ્ઞાન, તેનું કોઈ સ્વરૂપજ જાણતું નથી. સર્વે પોતાનાજ સૂખમાં અને અભિમાનમાં ભૂલા પડયા છે.

કોઈ અમુક સ્ત્રી અથવા પુરૂષને સુંદર દેખી તેની જોડે ચિત્ત સાંધવું અને તેની જોડે મળવાનાં અનેક યત્ન કરવાં, તેને પ્રેમ કહે છે. અને કોઈ ઈશ્વરની લાંબી પોહોળી પુજા કરવાને પ્રેમ કહે છે. પણ તમારો પ્રેમ તો એ બન્નેથી વિલક્ષણ છે, કેમકે એ અમૃત તો તેનેજ મળે છે કે જેને તમે આપો છો. (લગાર અટકીને) હાય! કોને કહું. કેવી રીતે કહું, કોણ સાંભળે, અને સાંભળે તો સમજે કોણ હા!

ગઝલ.

ચર્ચા કરે જગત વિયોગિની શું જાણે પ્રેમ
સમઝે કહી કથા શું જાણે કોઈ ન પ્રેમ નેમ. ૧
વણ વાંક કરે રાડ કેમ જગ પ્રતીતી થાય
કયમ બેઠી મૌન પૂછે પ્યારા દેવો ઉતર કેમ ૩
મર્મની પીડા ન કોઈ જાણે હે પ્યારા
કોને કહું બેસી રહું હું રોવરાવી નેન. ૩
ચિત્ત બળે કોન જાણે સર્વે છે અજાણ
સુણે ન કથા કોઈ કહી, કો' સમઝાવું કેમ. ૪
કુળ તણી મરજાદ છાંડી છાંડી લોક લાજ
તન મન ધન અર્પિયું છે ધાર્યો પ્રેમ નેમ. ૫

પણ પ્યારા તમે તો સાંભળવા વાળા છો? આશ્ચર્ય છે કે તમ છતે અમારી આ ગતિ થાય પ્યારા! જેને "નાથ નહીં તે અનાથ કહેવાય છે. (આંખમાંથી આંસુ ગરે છે.") વાહાલા! આવી ગતિ કરવી હતી તો લાલચ કેમ લગાડી

દુહા.

મ્હો મલકાવી લાગિ કંઈ, વશ કીધું મુજ મંન
નેન લગાવિ વધારવા, પ્રીતિ દીધું વચંદ. ૧
હવે થયા નિરમોહિને કીધું આ પરિણામ
પ્રિતિ નિભાવવિ નહિં હતી (તો) કયમ કિધું બદનામ. ૨

પ્યારા તમે નિરમોહી છો. હા! તમને મોહ પણ નથી આવતો? (આંખમાં આંસુ લાવીને) પ્યારા! જે પ્રથમ સૂખ આપે

છે તે પાછળથી આટલું સતાવતા નથી તો તમે કેમ સંતાપો છો? હા! હા!

રાગ ઓખાહરણની ચોપાઇ ત્રિતાળની

મને લાગ્યું તમારૂ ધ્યાન
તમે રહો હુંથી અંતર્ધ્યાન. ૧
હસી બોલ્યા નહીં કોઈ દીન
દુરથી લલચાવો છો દીન. ૨
નહીં આવે દયા તમ ઉરે
દાસી રોજ તમારી ઝુરે.
કો'ને પેહેલું બતાવ્યું સુખ
ગુપ્ત રહીને મને દો દુઃખ. ૫

હા! શું તમને લાજ પણ નથી આવતી? લોકોને સાત ડગલાં નો સંઘાત થાય છે તો તેને જન્મ સુધી નભાવે છે તમને નિ-ત્યની પ્રીતિનો પણ આવિર્ભાવ નથી શું? ના ના, તમારો તો એવો સ્વભાવ નહોતો; એ તો વાત જુદી છે. એ વાત જૂદી છે કે તમે પોતેજ જુદા છો?

દાદરો દૃગા લોચન મદ માતિયાં. એ રાહ.

લાજો લાજોરે હો પ્યારા સુંદર સ્યામ.
નવલ વધાર્યો વ્હાલા પ્રેમ ઠામ. લાજો લાજોરે હો.
સ્યામા વિહારી, વ્રજના વિહારી
મુજ હૈડાના વિહારી તમે સ્યામ, લાજો લાજોરે હો.
દાસી મરે ઝુરી ઝુરી, થઈ ખરાબ પુરી પુરી
તોયે સુધ ના લ્યો તમે સ્યામ. લાજો લાજોરે હો.

નાથ! જો આવી ગતી કરવી હતી તો પહેલેથીજ વિચાર કરવો હતો.

રાગ કાલીંગડો, માડ, અગર ભેરવી.

કહે છે હરી સહુ તમારાં તમારાં. તમે ના લ્યો સુધ મુજ પ્યારા.
કહે છે હરી૦
રાખો વિરૂદ હરી હો તમારૂ, હું તો કાંઈ ન સોચું પ્યારા.
કહે છે હરી૦

થાવાનુ તે તો થૈ ગયું પ્રીતમ. કયમ પાડુ હું આંસુ ધારા.
કહે છે હરી૦

પાણી પીને પછી ઘર પુછવું, એ કોણ વિદેશાના ધારા.
કહે છે હરી૦ ૩

પ્રાણનાથ! (આંખ્યોમાં આંસુ આવી ગયાં ) અરે નેત્ર તમે
તમારૂં કર્યું ભોગવો.

દુહા.

પ્રાણ પિયૂ શું જઈ મળ્યાં, હવે કરોને શોક
લા.. તજી ક્ષણ એકમાં, કેમ થશોજ અશોક. ૧
હવે ધરો ધીરજ નહીં, રૂવો સઅશ્રુધાર
આઓ ફળ નિજ કૃત્યનાં, કર્યો સ્વહસ્તે પ્યાર. ૨

પણ નાથ! હવે એને બીજું કોણ સારૂં લાગશે કે જેને દેખી એ ધીરજ ધરશે ? કેમકે અમૃત પીને હવે વિષ કેમ પીશે.

સવૈયા ઠુમરીમાં ગવાશે.

પિયુથી વિછુડે જગ સૂનું થયું હવે શું કરીએ કંઈ પેખિયેશું
સુખ સંગમ ત્યાગ કર્યો તમ સંગ એ તુચ્છ થકી અવરેખીએશું
જવાહીરના વ્યવહાર તહાં કહો કંચન લેઈ પરેખિયેશું. ૧
જે ચખમાં તમ પ્રેમ વસ્યો પ્રિય તે ચખથી કહો દેખીએ શું.

તેથી નેત્ર, તમે તો હવે બંધજ રહો. ( અંચળથી આંખ ઢાંકી દે છે )

( વન દેવી, સંધ્યા, અને વર્ષા આવે છે )

સં—અલી વનદેવી, આ કોણ આંખ્યો ઢાંકીને એકલી નિર્જન વનમાં બેશી રહી છે ?

વ. દે.-અલી શું તું નથી જાણતી ? એતો રાજા ચંદ્રભાનુની પુત્રી ચંદ્રાવલી છે.

વર્ષા—તો અહીયાં કેમ બેઠી છે!

વ. દે.—દૈવ જાણે (વિચાર કરીને) હા હા જાણ્યું. અલી એતો સદા અહીંયાંજ બેઠી બેઠી બકયા કરે છે અને એતો આ વનના સ્વામિની પાછળ બા'વરી બની ગઇ છે.

વર્ષા-તો ચાલ એને કાંઈ પૂછ.

વ. દે.-ચાલ.

( ત્રણે જણ પાસે જાય છે. )

વ. દે.-( ચંદ્રાવલીના કાન પાસે) અલી મારી વનરાણી ચંદ્રા-વલી !! (જરા અટકીને) રામ રામ, સાંભળતીજ નથી. (તાણીને) અરે મારી પ્યારી સખી ચંદ્રાવલી !! ( કાંઈ અટકીને) હાય હાય, એતો હુયા સુની થઈ ગઈ છે, હવે કેમ સાંભળશે, ( વધારે તાણીને ) અરે નથી સાંભળતી મારી લાડકડી ચંદ્રાવલી?

ચં.-(આંખ બંધજ રાખીને) હાં હાં, અલી એમ બુમ પાડી શ તો ચોર નાશી જશે.

વ. દે.-કયો ચોર?

ચં- માખણનો ચોર, ચીરનો ચોર, અરે મારા ચિત્તનો પણ ચોર.

વ. દે.-તે કયાંથી નાશી જશે?

ચં—વળી બોલ્યાં કરે છે ?અલી મેં મારી આંખોમાં બંધ કરી રાખ્યો છે તે જો તું બોલીશ તો નિકળી નાશી જશે.

વ. દે.—(ચંદ્રાવલીની પીઠ ઉપર હાથ ફેરવે છે)

ચં.-( જલદીથી ઉઠી વનદેવીનો હાથ પકડીને ) કહો પ્રાણનાથ હવે કયાં જશો?

( વન દેવી હાથ છોડાવી દઈને એક તરફ અને વર્ષા સંધ્યા બીજી તરફ વૃક્ષની પાસે જતી રહે છે. )

ચં-ઠીક, શું થઈ ગયું? એમ હૃદયમાંથી નિકળી જાઓ ત્યારે તો જાણું ? તમે હાથ છોડાવી લીધો તો શું થઈ ગયું? હું તો હાથ છોડવાની નથી. હા!! ઠીક પ્રીતિ નિભાવી.

( વનદેવી સીસોટી બજાવે છે )

ચં-જુવો, દુષ્ટ મારો હાથ છોડાવી નાશી ગયો. હવે નથી જણાતુ કે કયાં ઉભો ઉભો વંશી વગાડે છે! અરે! છળ! કયાં છીપ્યો છે? બોલ બોલ કે જીવતા જીવતો બોલવાનો નથી. (લગાર અટકીને) ના બોલીશ. હું મારે હાથે પત્તો લગા-

વીશ. (વનના વૃક્ષોને પુછે છે) અરે વૃક્ષો બતાવો, મારો લુંટારૂ કયાં સંતાયો છે! અરે મોર કેમ બોલતા નથી? નહીં તો રાત્રીએ તો બોલી બોલીને મારો પ્રાણ ખાઈ જતા હતા, કહો એ કયાં સંતાઈ રહ્યા છે? (ગાય છે)

ગઝલ-યેરે નેનોને મુજકો દીવાના કીયા. એ રાહ.

હે વન વૃક્ષ કહીં દીઠો મારો પ્યારો સ્યામ
ગયો હાથ છુડાવી કહાં ન જાણું સ્યામ. ૧
અહો અંબ નિંબને કદમ બતાવો મને
કંઈ દીઠો મોહન મંન સલુણો મુજ સ્યામ. ૨
અહો કુંજ વન લતા નિપુંજ પ્રશ્ન પુછું
કહો દીઠો મનોહર કંઈ સુંદીર સ્યામ. ૩
જમુના અહો ખગ મૃગ ગોવરધન ગીરી
દીઠો પ્રાણનો નિવાસ હરી સુંદર સ્યામ.

(એક એક ઝાડને ગળે વળગે છે)

(વનદેવી ફરી સીસોટી બજાવે છે)

ચં-અહા જુવો. પણે ઉભો ઉભો પ્યાણ પ્યારો મને બોધાવે છે. તો ચાલો એમજ ચાલુ (પોતાના ઘરેણાં ઠીક કરે છે]

(વર્ષા અને સંધ્યા પાસે આવે છે.)

કવિત્ત. ગમે તે રાગના ચોતાળામાં ગવાશે

વર્ષા.-(હાથ પકડીને) કહાં ચચાલી સાજીતન
ચં-પ્યારાના મિલન કાજ
વર્ષા.-કહાં ઉભી છે તું
ચં-પ્યારા તણું આતો ધામ છે;
વર્ષા-શું કહે છે મુખ થકી
ચં-પ્યારા પ્રાણ પ્યારા મુજ
વર્ષા-કામ શું છે
ચં-પ્યારાને મળવા તણુ કામ છે;
વર્ષા-કહે સખી કોણ છું હું
ચં-મારા પ્રાણ પ્યારા છોજ
વર્ષા-કોણ છે તું

ચં-પ્રીતમની પ્યારી મારૂં નામ છે;

સં—(આશ્ચર્યથી) પુછે છે સખી અનેક ઉત્તર બતાવતોએ. આજ
એક રૂપ જુવો સ્યામા થઈ સ્યામ છે. ॥ ૧ ॥

(વનદેવી આવીને પાછળથી ચંદ્રાવલીની આંખો ડાબી દેછે)

ચં-કોણ છે, કોણ છે!

વ. દે.- હું છું.

ચં—તું કોણ છે!

વ દે—(સામી આવીને) હું છું તારી સખી વૃન્દા.

ચં—તો હું કોણ છું.

વ. દે.-તું તો માહારી વહાલી સખી ચંદ્રાવલી છેકની ? તું તો
ભાન વગરની થઈ ગઈ છે.

ચં-તો હું એકલી વનમાં શું કરી રહી છું ?

વ. દે.-તું તારા પ્રાણનાથને ખોળી રહી છે.

ચં-હા! પ્રાણનાથ! હા! પ્યારા! એકલી મુકી કયાં જતા રહ્યા ?
નાથ! આવુંજ કરવું જોઈતું હતું! પ્યારા આ વન વિરહનુ
દુઃખ કરવા નિરમ્યું છે કે તમારી સાથે વિહાર કરવાને!
હા ! હા !

રાગ બિહાગ.

આમ ગતિ જો કરવી હતી, (બે ત્રણ વાર)

તો નિજ મુખ થકી મુજ પ્રીતમ, રસ વાત ન કરવી હતી.
આમ ગતિ૦ ૧

જાણ્યું હતું જે પ્રીતિ નિભશે, અંતે જુવોને આમ વીતી.
આમ ગતિ. ૨

એથી ઉલટી કીધી વિધિએ, કાંઈ નભી નહીં મુજ પ્રીતિ.
આમ ગતિ૦ ૩

મુજને વિસારી અલગ રહ્યા છો, લીધી છે અવલ ગતિ.
આમ ગતિ૦ ૪

શું ધાર્યુંતું થઈ ગયું. શું છે, ચાલે નહીં મુજ મંદ મતિ.
આમ ગતિ૦ ૫

( રૂવે છે. )

વ• દે.—(આંખોમાં આંસુ લાવે છે) વહાલી આમ છેક ધભરાઈ શું જાય છે! જો તો ખરી, આ સખી ઉભી છે તે શું કહેશે!

ચં—એ કોણ છે!

વ• દે.—(વર્ષાને દેખાડીને) આ મારી સખી વર્ષા છે.

ચં—એ વર્ષા છે! તોહા! તે મારો આનંદધન કયાં છે! હા! મારા વહાલા! વહાલા! કયાં વરશી રહ્યા છો! પ્યારા ગરજવુ અહીં અને વરસવું બીજે કહીં!

ઠુમરી જંગલા ઝિંઝોટીની

દેખો સ્યામળી સુરત મોહની મુરત, આંખડલીશું પીયુ દેખડાવીએ
ચાતકિશી મરે પ્યાસી પ્રિયા જળ રૂપ પિયૂષ કદી પીવડાવીએ.
પહેરી પટ પીત હરિ અહીં આવી જુવો ચહુંધા ચપળા ચમકાવીએ.
આવી અહીં ઘન આનંદ નેહનો મેહ પિયૂ અતિસે વરસાવીએ. ૧

પ્યારા! ગાજો કે ના ગાજો, પણ આ ચાતકોની તો તમારા વગર બીજી ગતિ નથી, કેમકે એવું કોણ સાંભળશે કે ચાતકે બીજુ જળ પીધું! પ્યારા તમે તો એવા કરૂણામય સમુદ્ર છો કે કેવળ હમે જાચકના માગવા ઉપરથી નદીનદ ભરી દો છો; તો ચાતકની એક નાની સરખી ચાંચ ભરવામાં શો શ્રમ છે! કેમકે પ્યારા! હમે બીજાં પક્ષી નથી કે કોઈ પણ રીતે તરસ છીપાવીશું હમારે તો હે સ્યામ ઘન તમેજ આધાર છો. હા!

(નેત્રમાં આંસુ લાવે છે અને ત્રણે જણ પરસ્પર ચકિત થઈ જુવે છે )

વ•દે.—જોતો ખરી. સખી, કાંઈક આનુ પણ સાંભળ. કાંઈ એનાથી લાજ. અલી એ તો નવી આવી છે, એ શું કહેશે?

મં—સખી એ શું કહેશે. હુ તો એનો પ્રેમ જોઇ વગર મુલની દાસી થઈ રહી છું. અને તું તો મોટી પંડીતા બનીને જ્ઞાન વરસાવી રહી છે.

ચં.—પ્યારા જુવો આ સર્વે હસે છે. છો હસે. આવો તમે, વનમં કયાં સંતાઈ રહ્યા છો! તમે મુખ બતલાવો. હસવા

એમને-

રાગ ધનાશ્રી.

છો બગડે કુલ લાજ, નાથ મુજ છો બગડે કુલ લાજ
નહી પરવા હું કલંક તણી તો, કાંઈ કરૂ સિર તાજ. નાથ૦ ૧
છો ચર્ચા કરતા ચોપાસે, ગણું ન લોક સમાજ. નાથ૦ ૨
છાંડી કપટ આવો કે ચંદ્ર મુખ, નિરખું નયન ભરી આજ નાથ૦ ૩

કેમકે,

દાદરો, "જોરી તેરાં નેનાંને નિઝારા ભર મારારે" એ રાગ.

રોવે રોવેરે વિધિન દીધું સૂખરે. રોવે રોવેરે
લોક કરે ચોપાસ ચવાઈ.
લીધી સ્યામ સુંદરની રૂખરે. રોવે રોવેરે. ૧
છાંડયું મેં સર્વસ્વ પ્રભુ મુજ
અંત અનૂભવિયું મહા દુઃખરે. રોવે રોવેરે. ૨
પ્રાણ બચે કયમ દુઃખ થયું અતિ
તરસાવો ના દરસાવો પ્યારૂ મૂખરે. રોવે રોવેરે. ૩

(રૂવે છે)

વ. દે.-( પોતાના અંચળથી આંસુ લોહી નાંખી ) એતો હવે અહીંયાંજ રહેવાની સખી એક ઘડી ધીરજ ધર. હમે સર્વે જઈએ ત્યારે તું ચાહે તે કરજે.

ચં-હે સખીઓ મને ક્ષમા કરજો. અલી જુવો, તમે મારી પાસે આવીઓ ને મેંતો કાંઈ તમારો શિષ્ટાચાર ન કીધો. (નેત્રમાં આંસુ લાવીને હાથ જોડી) સખી મને ક્ષમા કરજો, અને એવું જાણજો કે તમારી અનેક સખીઓમાં હું પણ એક કુલક્ષણી સખી છું.

સં. અને વ. દે-નહીં નહીં સખી, તું તો અમારા પ્રાણથી પણ પ્યારી છે. સખી હમે સત્ય કહીએ છીએ કે તારા જેવી પ્રેમી હમે એક પણ દીઠી નથી એવો પ્રેમ તો સર્વે કોઈ કરે પણ સખી ધન્ય છે તને.

ચં-હા સખી, અને ( સંધ્યાને બતાવીને ) આ સખીનું નામ શું છે?

વ૦દે૦-એનું નામ સંધ્યા છે.

ચં- ( ધભરાઈને ) સંધ્યાવલી આવી? શું કાંઈ સંદેશો લાવી? પ્રાણ પ્યારાએ શું કહ્યુ છે? સખી બહુ વાર લગાડી. કાંઈ અટકીને) સંધ્યા થઈ? સંધ્યા થઈ? તો હવે એ વનથી આવતા હશે. સખીઓ ચાલો ઝરોખામાં બેસીએ, અહીં શું કરવા બેશીએ?

( નેપથ્યમાં ચંદ્રોદય થાય છે )

અરે અરે જુવો પેલા (આંગળીથી બતાવીને)

દ્રુપદ કલ્યાણનું.

પેખો પેખોરે સખી પિયૂષ નિધિનો ભેખ,
આજ તો પ્રકાશ રવિ તણો મંદ થૈ ગયો
નાશી ગયો તાપ સર્વ જીવનો અથાગ વળી,
નીરખી મધુરી છબી આનંદ વધી ગયો.
ગ્વાલ ઉડુગણ મધ્ય વેણુ વાઈ વરસાવી,
સુધારસ જોઈ શોક પદ્મ મુખ છપૈ ગયો
ગોરજ સમૂહ ઘન પાટલ ઉઘાડી આજ
ગોપ કુલ કુમુદ નિશાકર ઉદે થયો ૧

ચાલો ચાલો એમ ચાલો (એણી તરફ દોડે છે )

વ૦ દે-(હાથ પકડીને) અલી ગાંડી થઈ છે? એતે ચંદ્રમા નીકળ્યો કે તે વનમાં આવે છે?

ચં-(ધભરાઇને) શું સૂરજ નિકળ્યો? સવાર થયું? હાય! હાય! હાય! આટલી ગરમીમાં આ દુષ્ટ સૂર્યની ગરમી કેમ સહી જશે? અરે સવાર થયો, હાય! સવાર થયું, સર્વ રાત્રી આજ વીતી ગઈ. હાય! વળી પાછો ઘર વ્યવહાર ચાલશે; વળી એનું એ ખાવું, એનુ એ પીવું ને એની એ વાતો હાય!

રાગ સોરઠ અગર કા ઇંગડો.

પાપી મારો પ્રાણ જુવો જાયે નહીં. (બે ત્રણવાર)
કોણ પાપ કીધાં મેં પૂર્વે,
જાણ પડે મને કાંઈ નહીં. પાપી મારો૦ ૧

આજની રજની વીતી તરફડતાં
કહોને પિયુ વિણ રહેવું કહીં. પાપી મારો૦ ૨
હતભાગિની આંખોને દુઃખમાં
નાંખવાને થયો ભોર સહી. પાપી મારો૦ ૩

તો ચાલો હવે ઘેર જઈએ. હાય હાય, માને શું બહાનુ બતાવીશ, કેમકે જતાં વાંત જ એ પૂછશે કે આખી રાત વનમાં શું કરતી હતી. (જરા અટકીને) પણ પ્યારા! એટલું તો જણાવો કે આજની રાત તમે ક્યાં રહ્યા? જુવો, તમે મારાથી જુઠું બોલ્યા. તમે બડા જુઠા છો હો! મારાથી તમે જુઠું ન બોલો, આવો, આવો, આવો હવે તો.

રાગ કહારવો અગર લાવણીની રાહ અગર સોરઠ.

આવો મારા જાુઠાના સરતાજ. (બે ત્રણ વાર)
છળીના રૂપ કપટની મુરત, મિથ્યાવાદ જહાજ. આવો ૧
શું કરવાને કરી પ્રતિજ્ઞા, કરવું તું ઉલટું કાજ. આવો. ૨
પેહેલે મોહ લગાડી તજતાં, આવતી નથી શું લાજ આવો ૩

ચાલો દૂર ખસો–

રાહ ઉપરની

આવો મારા મન મોહન જાુઠા (બે ત્રણવાર)
ભાગી પોતા તણી પ્રતિજ્ઞા, ઉલટા હમથી રૂઠ્યા. આવો૦ ૧
અડરો માં અમને રંગ્યા છો, ઔર તણે રંગ જાુઠા. આવો૦ ૨
તેથી કંઈ લાજો નહીં મોહન નિર્લજ જાુઠા જાુઠા આવો૦ ૩

પણ પ્યારા કહો કે તમારા વિના રાત આવી લાંબી કેમ થઈ જાય છે? જાઓ જાઓ હું નથી બોલતી. (એક વૃક્ષની પાછળ દોડી જાય છે)

વર્ષા૦ ચં૦ દે૦ સં૦–વાહ! આતો ગાંડી થઈને દોડે છે. ચાલો આપણે સર્વે એક વૃક્ષની છાયા નિચે બેશીએ (ત્રણે જણ બેસે છે)

ચં–(ઘભરાયલી ઘભરાયલી આવે છે. અંચળ, કેશ ઈત્યાદિ ખુલી જાય છે) ક્યાં ગયા? ક્યાં ગયા? ઉલટું રીસાવું. ભલા મેં શો અપરાધ કર્યો કે તમે–? વારૂ મેં કર્યો. ક્ષમા

કરો, આવો, પ્રગટ થાવ, મુખ બતાવો હવે બહુ થઈ ગઈ. છેતરવું ત્યાં સુધી જ્યાં સુધી આખર ન આવે. ( કાંઈ સોચ કરી) હા! ભગવાન કોઇને કાંઈ દુ:ખ દે નહીં! જુવો મને કેટલું કેટલું સહેવું પડે છે. પોતે આવતા નથી અને ઉલટા રીસાય છે, પણ શું કરૂં હવે હું ફસી પડી છું. વારૂં એમજ ઠીક.

ગઝલ.

હે વન વૃક્ષ કહીં દીઠો મારો પ્યારો સ્યામ
(ઈત્યાદી આખી ગજલ ગાય છે ને દરેક વૃક્ષને પુછે છે.)
હાય કોઈ નથી બતાવતું. અરે મારાં નિત્યનાં સાથીઓ
કાંઇ તો સહાય કરો.

રોલા વૃત.

અરે પવન સુખ ભવન સર્વ થલ ગમન તમારૂં
રાધિકારમણને કહો નિવારો મૌન તમારૂં. ૧
અરે ભ્રમર તું સ્યામ રંગ મોહન વ્રતધારી
કયમ કહે નહીં તે નિટુર સ્યામને દશા હમારી. ૨
અહો હંસ તું રાજ વંશ શોભા સરવરની
માન સરોવરને તુ કહે વિનતી હું ગરિબની. ૩
હે સારસ વિરહના ભેદમાં નિપુણ ગણાવો
મુજ પ્રીતમને કેમ નહીં મુજ દશા જણાવો. ૪
હો કોકિલ કુલ સ્યામ રંગના છો અનુરાગી
કયમ ના બોલો જઈ જહાં છે હરિ બડ ભાગી. ૫
પ્યારા પપિહ પિયુ પિયુ પિયુ પિયુ રટો હમેશ
મુજ પિયૂ આગે જઈ બોલો ના કયમ લવલેશ ૬
અહો ભાનું ઘર ઘરે તમે જઈ કિરણ પ્રકાસો
કરો મુજ પિયુ શું મિલાપ હમારૂં દુખ તમ નાસો ૭

હાય !

કોઈ નહીં ઉત્તર દેય સહુ નિરમોહી થયાં છો
બોલો મુજ પ્રિય પ્રાણ કહાં સંતાઈ રહ્યા છો. ૮

(સ્મર્ણ કરીને)—હાય! હું એવી હૈયા સુની થઈ ગઈ હતી કે

રાત્રીને દિન કહેતી હતી અરે હું કોની સાથે બોલતી હતી? હા! મારી આ મૂર્ખાઈ વિશે પેલી ત્રણે સખીઓએ શું શું કહ્યું હશે? અરે આતો ચંદ્રમા હતો જે વાદળાંની ઘટામાં સંતાઈ ગયો. હા! આતો હત્યારી વર્ષા રૂતુ છે, હુંતો ભુલીજ ગઈ હતી. આ અંધારામાં માર્ગ તો દીઠો પડતો નથી. જઈશ કેમ અને ઘેર કેમ પોચીશ? પ્યારા જુવો જુવો જે જે તમારા મિલાપ વિષે શોભાય માન લાગતાં હતાં તે તે હવે ભયંકર લાગે છે. હા! આ વન નેત્રથી જોતાં કેવું સારૂં લાગતું હતું અને હવે કેવું ભયંકર દેખાય છે? જુવો સર્વે કાંઈ છે પણ એક તમે નથી. (નેત્રોમાંથી આંસુ પડે છે) પ્યારા! મુકીને કહાં ચાલી ગયા! નાથ! આંખ્યો બહુ તરશી થઈ ગઈ છે! એને કયારે શાંતિ પમાડશો? (રૂવે છે) નાથ! આ આંસુઓને તમારા શિવાય કોઈ લોહોનાર પણ નથી. હા! આવી ગતિ તો અનાથની પણ થતી નથી. અરે દૈવ! મને શું સૂખ આપ્યું હતું કે તેને બદલે આટલું દુઃખ દેછે? સૂખનું તો હું નામ સાંભળીને ચમકી ઉઠતી હતીઅને ધીરજ ધરીને કહેતી હતી કે કોઈ સમય દિન વળશે. તે ઠીક વળ્યા!પ્યારા બસ બહુ થઈ ગઈ, હવે સહન નથી થતું. મળવું હોય તો જીવતાં જીવ મળી જાવ. હાય! જે આંખો ભરી નિરખી લીધા હોત તો જીવનો ઓરીઓ વીતી જાત. મળવું તો દૂર રહ્યું પણ હુંતો મૂખ નિરખવાને તરશી હતી. કદી સ્વપ્નમાં પણ કંઠ ન લગાવી! જ્યારે સ્વપ્નમાં વળગાડી ત્યારે હું ગભરાઈને ચમકી ઉઠી. હાય! ઘરનાં તેમ બાહારનાં આગળ રડી રડીને મારી વિપતિ પણ ન સંભળાવી કે જીવ શાંત થાય. હયો ઘરનાં અને બાહરનાં, સંભાળો તમારૂ વ્રજ હુંતો હવે અહીં- (ગદ્‌ગદ્‌ કંઠે રોવા લાગી) હાયરે નોહર! હું તમને આવા નિરમોહી નહોતી જાણતી અરે આ વાદળાં જોઈને પણ મળવાનુ મન નથી થતું? આ રૂતુમાં તો પરદેશી પણ ઘેર આવે છે, પરંતુ તમે ન મળ્યા. હા! હું આવું દુઃખ જોવાને જીવું છું કે વર્ષા આવે અને તમે ન આવો. હાય! વર્ષા ફરી આવી, પાંદડાં હરાં થયાં, કોયલ ફરી બોલી, પણ પ્યારા! તમે ન મળ્યા. હાય! સર્વે સખીઓ હીંડોળે ઝુલતી હશે.

પણ હું કડોની સાથે ઝુલું? કેમકે હીંદોળો ઝુલાવનાર મળશે પણ મને પોતે ભીંજીને બચાવનાર અને મને પ્યારી કુહી બોલાવનાર કોણ મળશે? (રૂવે છે). હા! હું ઘણી નિર્લજ છું. અરે પ્રેમ! મેં પ્રેમી થઈને તને પણ લજ્જિત કર્યો કે હજુ સુધી હું જીવું છું. આ પ્રાણને કોણ જાણે શું એ મતા લુંટવી છે કે હજુ સુધી નિકળતો નથી. અરે જુવો કોઈ મારી છાતી વજ્રની તો નથી કે હજુ સુધી ( એટલું કહી મૂર્છાપ્પાઈ પડી જવા માંડે છે કે ત્રણે સખીઓ આવી સંભાળી લે છે )

॥ प्रियान्वेषण नाम द्वितियांक समाप्त. ॥

## द्वितिय अंकमां अंतर्गत

## अंकावतार

( પડદો પડયો )

( શેરી-વૃક્ષ )

( સંધ્યાવલી દોડતી દોડતી આવે છે )

**સં.**–રામરામ, હું તો દોડતે દોડતે થાકી ગઈ; આ વ્રજની ગાયો તો સાંડછે; કેવી એ ફ્રે સાથે મારા ઉપર પુંછડાં ઉંચાં કરી દોડી છે! જો હું મુઠીઓ વાળી દોડી ના હોત તો એમની રપેટીમાં ક્યારની આવી ગઇ હોત; તેણે તુંબડી વગાડી મારી પાછળ ઉશ્કેરી, એની શી ગતિ કહું; એ તો બડો ઠગ થયો છે. જીવની હાંસી શા કામની! જુવો આજ સોમવાર છે. નંદ ગામનાં હાટ બંધ થયાં હશે; હું ત્યાંજ જતી હતી એટલામાં તો આ ગાયોએ મને ઘેરી. મેં ચંદ્રાવલીની પત્રી એના પ્યારાને સોંપી દીધી હોત તો કાંઈ આચકોએ નહોતો; ( ધભરાઈને ) અરે એ ગાયો તો પાછી અહીંયાંજ આવે છે; (દોડી જાય છે અને ચોળીમાંથી પત્રી પડી જાય છે )

( ચંપકલતા આવે છે )

**ચં.લ.**-( પત્રી પડેલી જોઈને ) અરે આ ચિઠ્ઠિ કોની પડી છે!

જોઉં તો ખરી કહોની છે, શું લખ્યું છે? ( ઉઘાડીને જુવે છે ) રામ રામ, કોણ જાણે કોઈ દુઃખીઆની લખેલી છે કેમકે આંસુઓથી ભીંજીને એવી તો ચપટ થઈ ગઈ છે કે ઉકલતીએ નથી અરે ઉકેલતાં ફાટી જાય છે. (મુશ્કેલાઈથી ઉકેલી વાંચે છે.)

" પ્યારા,

શું લખું! તમે ઘણા દુષ્ટ છો; વારૂં, ચાલો, પોતાની બહાદુરી બધી અમારી ઉપરજ કાઢવી હતી, ઠીક; ભલા, મને તો, મેં લોક વેદ, મારૂં સર્વ કાંઈ છાંડયું ત્યારે તમે મળ્યા; તમને શું મળ્યું? વળી ધર્મ ઉપદેશ કરો તો ધર્મથી ફળ થાય છે. ફળથી ધર્મ થતો નથી. નિર્લજ્જ! લાજ પણ નથી આવતી? મ્હોં ઢાંકો તમારૂં. વળી પાછા વગર બોલે સંતાઈ રહ્યા છો, ચાલો વાહ! પ્રીતિ સારી નિભાવી, જે છે તે તમે જાણો છો, હાય! હવે કોઈ દિન આવું કરવાની નથી. અને મારે મરવું છે. મેં મારી તરફની ખબર આપી દીધી. હવે મારો દોષ નહીં. એજ

કેવલ તમારી

 "

( લાંબો નિશ્વાસ મુકીને ) હા! મોટો રોગ છે. ન કરે ભગવાન કે કોઈને આ ચક્ર ઘેરે; આ પત્રીને દેખીને કાળજું કંપી જાય છે. માહું! તેમાં સ્ત્રીઓની તો ઘણી બુરી દશા છે કેમકે કપોત વ્રત ઘણું બુરૂં છે; ગળું રૂંધી નાખો તોએ મુખમાંથી વાત ન નિકળે. પ્રેમ પણ આનુંજ નામ છે; રામરામ!! જેના મુખમાંથી હાય નિકળે તેની જીભ ખેંચી નાખવી જોઈએ. આ વ્યથા હું જાણું છું. બીજું કોણ જાણે. કેમકે જેને ઠોકર લાગી નથી તે પારકી પીડા શું જાણે! એ તો થયું પણ આ ચિઠ્ઠિ કોની છે તે જણાયું નહીં. ( કાંઇ સોચ કરીને ) અહા જાણ્યું. નિશ્ચય એ તો ચંદ્રાવલીનીજ ચીઠી છે કેમકે અ-

ક્ષર પણ એના છે અને વળી એના ઉપર ચંદ્રમાનું ચિન્હ કાઢ્યું છે. હા! મારી સખી ફસી પડી છે. હું પહેલેથીજ એનાં લક્ષણ ઉપરથી જાણી ગઈ હતી. પણ આટલું બધું નહોતી જાણતી. અહા ગુપ્ત પ્રીતિ પણ વિલક્ષણ હોય છે. જુઓ આ પ્રીતીમાં સંસારિક રીતે તો કાંઈ લાભ નથી; માણસ નહીં અહીંઆંનુ ને નહીં ત્યાંનું એવી રીતે થઈ જાય છે. સંસારનું સૂખ છાંડીને પોતાને હાથે મૂર્ખ બનીજાય છે. ગમે તેમ હો પણ આ પત્રિતો હું એને જઈને આપીશ, અને વળી મળવાની પણ વિનંતી કરીશ.

( ને પથ્યમાં એક વૃદ્ધના જેવો અવાજ થાય છે કે )

હા તું સહુ કરીશ.

**ચં. લ**-(સાંભળીને અને સોચના કરીને ) અરે એ કોણ છે! (જોઈને) કોણ જાણે કોઈ ઘરડી ડોકરી છે. એવું ન થાય કે આ વાત ફોડીને ઉલટી આગ લગાડે હવે તો એજ જાણ પડી. ચાલું. ( જાય છે)

## ॥ इति द्वितियांके भेदप्रकाश नामक अंकावतार ॥

## ॥ तृतियांक ॥

( સમય ત્રિજે પહોર, વાદળ ઘેરાયલાં છે. )

સ્થાન તળાવની પાસે એક બગીચો.

હીંદોળો પડ્યો છે; કોઇ સખી ઝુલે છે; કોઈ આમ તેમ ફરેછે. (ચંદ્રાવલી, માધવી, કામમંજરી, વિલાસિની ઈત્યાદી એક સ્થાન પર બેઠી છે; ચંદ્રકાંતિ, વલ્લભા, સ્યામલા, ભામા, ઝુલા ઉપર છે; કામિની અને માધુરી હાથેહાથ ઝાલી ઘુમે છે )

**कामिनी**-સખી, વર્ષાપણ અહુણાં કેવી ધામધુમથી આવીછે. જાણે દે કામદેવે અબળાઓને નિર્બળ જાણી તેમને જીતવાને પોતાની સેવા મોકલી છે. ધામધુમ સહિત વાદળાંનો ચોપાસેથી જમાવ થઈ રહ્યો છે, બગ પંક્તિ રૂપી નિશાન ઉડી રહ્યું છે. ઝપકારા કરતી નગન તરવાર જેવી વિજળી ચમકી રહી છે, ગર્જનાથી ડર

ઉપજાવે છે, બાણ સમાન જળધારા વર્ષી રહી છે, અને એ દુષ્ટોને સજીવ કરવા મોર બહુજ પોકારી રહ્યા છે. કુળની મરજાદ આ નિહારો ઉપર આવી રહી છે! મનોરથોથી કાળજું ઉછળી રહ્યું છે, અને કામનો ઉમંગ જે અંગમાં ભર્યો છે તે નિકળી ગયા વિના જીવ તલસે છે. આવાં વાદળાં જોઈ કોણ લાજની મરજાદ જાળવી શકશે. અને કોણ પતિવ્રત પાળી શકશે!

મા૦—વિશેશ કરીને તમે જે કામની છો.....(હસે છે)

કા૦—ચાલ ચાલ તને તો હસવાની પડી છે!

ઉપજાતિ.

હરી થઈ મેદિની ચાર પાસાં
નાળાં નદી વાપિસરોવ ભરાયાં
પત્રાં તરે પક્ષિ છુપાં રહે છે
રાત્રી દિને ઈંદ્ર વર્ષા કરે છે.
કરાડ તૂટે નદિની ધમાકે
અશણિ વાસવ ભાગે તડાકે
પંથો થયા બંધ રહ્યા વિજોગી
જાડાં તાડાં તો કરી ગા કલેશી
વિયોગિયોના મુખનો સ્થાનો
અરે થયો રવદ્ર તે સમાનો.

મા૦—રવદ્ર કેમ! કેવળ મહા પ્રલય કાળ આવ્યો છે. પાણી ચારે તરફથી ઉભરાઈ રહ્યું છે. આજનાં તો મોટાંમોટાં વહાણ ગરક થઈ ગયાં, વળી વિજોગીઓના હિસાબે તો સંસાર ડુબ્યોજ છે; તો પ્રલયજ સમજવો.

કા૦—પણ તને તો શ્રી કૃષ્ણનો આધાર છેજની! પછી તારે શું. ભાંડીરવડની પાસે તે દિવસે તું ઉભી ઉભી વાત કરતી હતીને હું ચાલી નીકળી.

મા૦—અને ચંદ્રાવલી!

કા૦—હા! બીચારી ચંદ્રાવલીને તો ઓરજ વીતી છે. તેમાં વળી હવે તો બંધનમાં છે, નજર બંધ રહે છે; એક

ઝલક પણ જોવા પામતી નથી; પછી શું!

મા૦—જવા દે નિત્યની ઝંખના, જો

શાર્દૂલવિક્રિડિત.

જો જો પૂર્વ સમીરનો લહરિ તો વાઈ ઝકોરે થકી
વૃક્ષો સંગ લતા લપેટિ રહિતે ધ્રૂજી લચીને રહી.
સાડીના શુભ અંચળા ઉડિ રહ્યા બોલી રહ્યા મોરવા
જોને ઘંન ઘટા ગર્જતિ ચરજી લાગી હુવે ગર્જવા.

કા૦—સખી, વસંતનો સિતળ સમીર અને શરદ્ જ્યોત્સ્નાથી વિયોગીઓના પ્રાણ રામ રામ કહીને પણ બચી શકે છે, પરંતુ આ કાળી કાળી ઘટા અને પૂર્વ પવનની ઝકોરથી અને પાણીના મારકાથી કોઈ પણ નહીં બચા શકે.

મા૦—તેમાં વળી તું તો કામિની ઠરી એટલે બચવું શું જાણે.

કા૦—ચાલ ચાલ મશકરી, તારી આંખોમાં હજુ તે દિનની ખુમારી છે, તેથી કોઈને કાંઈ તું સમજતી નથી.

મા૦-વીતી છે મારે માથે; હું એવી નથી કે થોડામાં બહુ ઉછળી પડુ.

કા૦—ચાલ, તું કોણ માત્ર કે ન ઉછળી પડે; સ્ત્રીની વિસાત કેટલી. મોટા મોટા યોગીઓનાં ધ્યાન આ વૃશામાં છુટી જાય છે, કોઈ જોગી થઈને પણ અનમાં પસ્તાયાં કરે છે, કોઈ જટા પછાડીને હાય હાય પુકારે છે, અને બહુ તો તુમડી ભાગી ભાગીને જોગીના ભોગી થઈ જાય છે.

મા૦-તો તું પણ કોઈ સિદ્ધના કાંન ફુંકીને તુમડી ભંગાવી નાંખ.

કા૦-ચાલ તું શું જાણે એ પીડાને શું જાણે. સખી, આ ભૂમિ અને આ કદંમ કાંઈ ઓરજ થઈ રહ્યાં છે, અને આ દૃષ્ટ વાદળ મનને પલટાવીજ નાંખે છે. તને પ્રેમ હોય તો સુઝે. આ આનંદની ધુનીમાં સંસાર કાંઈ જુદોજ વિચિત્ર શોભાવાળો અને સૂધે કામ ઉપજાવવા વાળો માલુમ પડે છે.

મા૦-કામિની ઉપર કામનો દાવો છે તેથી હરી ફરીને તેને બહુ છંછેડયાં કરે છે.

(ને પથ્યમાં વારંવાર મોર બોલે છે.)

કા૦- હાય! હાય! આ કઠિણ કાલાટલથી બચવાનો ઉપાય એક વિષ પાનજ છે. આ મોરોના પુકાર, અને પૂર્વ સમીરનું ઝંકારી વાવું એ બે વાત અતિ કઠિણ છે. ધન્ય છે તેને જે આવે સમયે રંગ બેરંગી વસ્ત્ર ધારણ ઉંચી ઉચી અટારીઓ ઉપર ચઢી પ્રીતમ સાથે ઘટા હરીઆળી નીરખે છે. અથવા બગીચા, પહાડો અગર મેદાનોમાં ગળે બાંહુ નાંખી ફરે છે. બન્ને જણ પરસ્પર પાણી બચાવે છે અને રંગીન વસ્ત્ર નિચોવી રંગ ચોગણો વધારે છે.ઝુલે છે, ઝુલાવે છે; હસે છે, હસાવે છે; ભીંજે છે, ભીંજાવે છે; ગાય છે, ગવરાવે છે; અને ગળે વળગે છે, વળગાડે છે.

મા૦-અને તારે તો નથી કોઈ પાણી બચાવવાવાળી અને નથી કોઈ તને નિચોવવા વાળો; પછી ચોગણાની તો શી વાત. દોડો, સવાયો તો તારો રંગ વધશે પણ નહીં!

કા૦-ચાલ લુચી, "જેને પગે નથી વાગી ઠેસ, શું જાણે પારકી પીડા લેશ."

(વાતો કરતી કરતી વૃક્ષની ઓથે ચાલી જાય છે)

માધ.-(ચંદ્રાવલીને) સખી સ્યામળાનું દર્શન કરી જો કેવી સુહાગી માલુમ પડે છે. મુખ ચંદ્ર ઉપર ચુંદડી લચી પડે છે; કેશની લટ વિખરી જઈ ગળામાં લપેટી રહી છે; વસ્ત્ર અંગમાં લપેટાઈ રહ્યાં છે. ભીજી જવાથી મુખનુ પાન અને કાજળની એક વિચિત્ર શોભા થઈ ગઈ છે.

ચં-કેમ ન થાય, હમારા પ્યારાની પ્યારી છે. હું જો પાસે હોત તો બંને હાથથી એનાં ઓવારણાં લેત અને છાતીએ સગાવત.

કા-સખી ખરેખર આજતો આ કદંબની નિચે રંગ વરશી રહ્યો છે. જેવો સમય છે તેવીજ ઝુલવાવાળીઓ છે. ઝુલવામાં

રંગ રંગની સાડીઓની અધ ચંદ્રાકાર રેખાઓ ઇંદ્રધનુષ્ય ના જેવી દેખાય છે. કોઈ સૂખમાં બેશી ઝુલાની ઠંડી ઠંડી હવા ખાઈ રહી છે; કોઈ ગત બાંધી પગના ઠેકા મારી રહી છે; કોઈ ગાય છે; કોઈ ડર પામી બીજીના ગળામાં વળગી પડે છે. કોઈ ઉતરવાને અનેક સોગન આપે છે પણ બીજી એને ચીઢવવાને ઝુલાને વધારે ઝોકે ચઢાવે છે.

માધ:-સખી હીંદોળો નથી ઝુલતો. હૃદયમાં પ્રીતમને ઝુલાવવા નો મનોરથ અને નેત્રમાં પ્રીયની મુર્તિ ઝુલી રહી છે. સખી આજ તો સ્યામલાની મેંદી અને ચુંદડી ઉપર રંગ છે જે વીજળીની ચમકમાં એની મુખ છબી કેવી સુંદર ચમકી ઉઠી છે, અને તેમજ પવન પણ વારંવાર ઘુંઘટ ઉઘાડી નાખે છે જો

ગમે તે રાગના ચોતાલમાં ગવાશે.

સાલ છે હયામાં પ્રાણ પ્યારાનું વિરહ મૂલ
ફુલેલા ઉમંગ ભરી ઝુલે છે હીંદોલાપર
ગાય છે રીઝાવે છે હસાવે છે સરવ સખી
ચાર ગણી ચાહના વધારી ઘંન ધારાપર;
વારી વારી જાઉ પ્રાણ હાસ્યને કટાક્ષપર
વર્ણો મુખ પાન કજલિત કુગડોલાપર
ઉમગી ઘટામાં જોઈ ભમણો હુવોને શોભા
કેવી આજ ચુંદડી લસી છે મુખ ગોરાપર. ૧

ચં:-સખીઓ, જુવો, કેવું અંધારૂં અને કેવો ગજબ છે કે આ રૂતુમાં સર્વે પોત પોતાના મનોરથો પુરા કરે અને મારી આવી દુર્ગતી હોય! ભલા કોઈ વાર તો દયા આવતી. (આંખ્યોમાં આંસુ લાવે છે)

માધ:-સખી તું શું કરવા ઉદાશ થાય છે! હમે સર્વે શું કરીએ. હમે તો આજ્ઞાકારી દાસીઓ ઠરી. હમારો શું અખત્યાર છે. તોપણ અમારામાંથી કોઈ તને કાંઈ કહેતું નથી.

કા:-ભલે, સખી અમે તો એજ કહ્યાં કરીશું એતો અમારી

નાની-સ્વામિની ઠરી.

વિલા—હા સખી, અમારી તો બંને સ્વામિનીઓ છે. સખી વાત એ છે કે ખરાબી તો અમારી છે. એ બંન્ને પાછી એકની એક થશે. લાકડી મારીએ તો પાણી થોડુંએ જુદુ થશે, પણ હવે એવું સાંભળવામાં આવે કે સખીને ચંદ્રાવલીએ એકલી છોડી દીધી તો પછી જુવો તમાસો.

માધ:-વાહરે વીર; અને વળી કામ તો અમેજ સર્વે બગાડીએ છીએ કેમ! જો હવે કોણે સ્વામિનીને ચાડી કરી. સખી ચંદ્રાવલીને જે દુ:ખ દેશે તે પોતેજ દુ:ખી થશે.

ચં:-હાય! પ્યારા અમારી આ દશા થાય છે અને તમે તો જરાએ ધ્યાન દેતા નથી. પ્યારા ફરી ફરી આ શરીર કયાં અને તમે કયાં. પ્યારા આ સંજોગ હમને તો હણણાંનોજ થયો છે પણ આવાતો દૂર્લભ થઈ જશે. હાય નાથ ! હું મારા આ મનોરથો કોને સંભળાવું અને મારા ઉમંગો કેમ કાઢું! પ્યારા રાત ટુંકી છે ને વેશ ઘણા છે. જીવવું થોડું અને મનોત્સાહ ઘણો. હા! મારૂં મોહમાં ડુબેલીનું કંઈ ઠેકાણુ નથી. રાત્રી રોતે રોતે વિતે છે. કોઈ વાત પુછવા વાળુએ નથી કેમકે સંસારમાં જીવ કોઈ જોતું નથી પણ માત્ર ઉપરનીજ વાત જુવે છે. હાય! હું તો સર્વેથી ખુશી થઇ ગઈ. સર્વને છોડીને તમારો આશારો પકડયો હતો અને તમે તો આ ગતિ કરી. હાય! હવે હું કહોની થઈને રહું? હું કહોનું મૂખ જોઈ જીવું. પ્યારા મારા પછી કોઈ આવું ચાહવાવાળું નહીં મળે. પ્યારા પછી દીવો લઈ મને ખોળશો હા! તમે વિશ્વાસઘાત કર્યો. પ્યારા તમારા નિર્દયપણાની પણ કહાણી ચાલશે. હમારૂં તો કુપોત વ્રત છે. હાય! સ્નેહ કરી દગો દો છો તોયે વળી સુજાણ કહેવાઓ છો. બકરૂં જીવથી ગયું પણ ખાવાવાળાને સ્વાદ ન સજ્યો. હાય ! એવું નહોતી જાણતી કે આવો પરીણામ કરશો. વાહ નિભાવ બહુ સારો કર્યો. પારધી પણ વધ કરીને તેની ખબર લે છે, પણ તમે ના લીધી. હાય એક

પાર આવીને તો અંકમાં લગાવો. પ્યારા જીવતાં જીવ મા-
ણસનો ગુણ માલમ નથી પડતો. હાય! તમને મળવાને
કોણ તરસશે અને કોણ રોશે. હાય સંસાર પણ છોડાતો
નથી. સર્વ દુઃખ સહન કરૂં છું પણ આમાં તો ફસી પડી
છું હાય નાથ, ચારે પાસેથી જકડીને આવી વગર લેવે
દેવે શું કરવા નાંખી મુકી? પ્યારા આમજ રોતાં દીન
વિતશે? નાથ, આ હોંશ મનની મનમાંજ રહી જશે પ્યારા
પ્રગટ થઈને સંસારનુ મ્હો કેમ બંધ નથી કરતા અને
કેમ શંકાનુ દ્વાર ખુલ્લું રાખો છો? પ્યારા હમેશાની દયા
ક્યાં ગઈ. વાહાલા શિઘ્ર આ સંસારથી છોડવો. હવે સ-
હન નથી થતું. પ્યારા જેવી છું તેવી પણ તમારી છું. પ્યારા
તમારી મશ્કરી ને જગતની મશ્કરી ન કરો નાથ. જ્યાં
આટલા ગુણ શીખ્યા ત્યાં પ્રીતિ નિભાવવી કેમ ન શી-
ખ્યા? હાય! મોટા ધરમાં ડુબાવી ઉપરથી ઉતરાઈ મા-
ગો છો! પ્યારા તે પણ આપી ચુકી. હવે પાર આવો.
વાહાલા સર્વની હદ હોય છે. હાય અમે તરફડીએ અને
તમે તમાસો જુવો! જન કુટુંબથી છોડાવીને છેતરાંને આવુ
કામ કરવું એ શી વાત છે. હાય સર્વની આંખ્યોમાં હું
હલકી પડી. જયાં જાઉં ત્યાં દૂરના દૂર અને વળી આવી
ગતિ હાય! "ભામિનીની ભુંઠી કરી માનિની નિર્માની
કરી કોડી કરી હીરા તણી હીણી કરી કુલથી" તમારા ઉ-
પર ઘણો ક્રોધ આવે છે અને કાંઇ કહેવાને જીવ તલસે છે
બસ હવે હું ગાળો દઈશ. બસ તમે તે તમેજ છો. જુવો!
ગાળોમાં પણ હું તમને મર્મ કહીશ. જુઠા, નિર્દય, નિ-
ર્ઘૃણ "નિર્દયહૃદયકપાટ", તોફાની અને નિર્લજ આ સર્વે
તમને સાચી ગાળો છે ભલા કાંઈ કરવુંજ નહોતું તો આ
જુઠું શું કરવા બોલ્યા? કોણે બોલાવ્યા હતા? કુદી કુદી
ને પ્રતિજ્ઞા કર્યા વગર શું ડુબી જતું હતું! જુઠા! જુઠા!
જુઠા! જુઠાજ નહી પણ વિસ્વાસઘાતી; શું કરવા આટ-
લી છાતી ઠોકી ઠોકીને અને હાથ ઉઠાવી ઉઠાવીને લો-

કોને વિશ્વાસ દીધો? સર્વે પોતાની મેળે મરત કે પડત ખાડમાં અને એનો દાખલો એ છે કે કોઈ કોઇને ગમે તેટલું દુઃખી દેખે તો પણ પોતાને કાંઈ અસર થતી નથી હાય હાય! કેવા કેવા દુઃખી લોકો છે. તેથી તો હું તમને "નિર્દયહૃદયકપાટ" નામ આપું છું ભલા શું કામ હતું કે આટલો પ્રપંચ કીધો ? કાંઈ નહોતુ. તમે તમારી મેળે રહેત. બસ ચેન હતુ. કેવળ આનંદ હતો તો શું કરવા આ વિષમય સંસાર કીધો? પ્રપંચી! ને આવા મોટા કારખાના ઊપર બેહુયાઈ સરે મોખરે કરી નામ વેચાય લોક જુઠા કહે, આપણે માથા માર્યા ફુરીએ. આપણે મ્હોડે જુઠું બોલવું પડે. વાહરે તમારી બેવકૂફાઇ અને નિર્લજતા. બેશરમાં હોય તો જરાકતો હોય. શું કરવી છે લાજને! લાજને તો ખાસડે ખાસડે મારી કાઢી મુકી છે! જે મ્હોલમાં તમે રહો છો તેમાં તો લાજની હવા પણ જતી નથી. એવા છો તો એવાજ હો! હાય! એક વાર પણ મુખ બતાવ્યું હોત તો આમ બાવરી બાવરી બનીને શું કરવા માથુ ફોડત? ખાસા કેવળ નિર્લજ છો, બેશરમ છો. કેટલીક ગાળો દઉં. ચાલો જવાદો. હું પણ એવી નિર્લજ અને જુઠી છું. કેમ નહીં? "જેવો વર તેવી જાન" પરંતુ એમાં પણ મૂળ ઉપદ્રવ તમારો છે. પણ એવું જાણી લેજો કે આટલું કોઈ બીજુ નહી કહે, કેમકે ખુશામતી હશે તે તો નાના કહેશે પણ સાચી થોડાંકજ કહેશે. પણ એટલું તો કહો કે આ દુઃખમય પ્રપંચ આવોજ ફેલાઈ રહેશે કે કોઈ દિન કપાશે? વારૂં નહી કપાય તો અમારે શું. પણ મારો પ્રપંચ તો છોડો. હાય હું કહોને કહું છું. કોઈ સાંભળવાવાળો છે? જંગલમાં મોર નાચ્યો તે કોણે દીઠો? નાના એતો સઘળું જુવે છે. અથવા જોતા હોત તો મારી ખબર ન લેત? પથ્થર હોત તો તે પણ ભીજત. નહીં નહીં, પ્યારાને આટલો દોષ વ્યર્થ કેમ દીધો. પ્યારા તમારો દોષ કાંઈ નથી. એ

સરવે મારા કર્મનો દોષ છે. નાથ હું તો તમારી નીત્યની અપરાધિની છું. પ્યારા ક્ષમા કરો. પ્યારા મારા અપ-રાધો સામુ ન જોશો. મારા સામુ જુવો-(રૂવે છે)

मा:-હાય હાય સખીઓ આતો રોઈ રહી છે.

का. म-સખી, રો નહીં. જો તું રૂવે તો તને મારા ગળાના સોગન.

मा.-સખી, હું તને હાથ જોડું, ન રો; સખી અમારો સર્વેનો જીવ ભરાઈ આવે છે.

वि:-સખી જે તું કહીશ તે હમે સર્વે કરીશું છો અગે પ્રિયાજી (રાધિકા) ની રીસ સહીશું, પણ તારાથી હમે કાંઈ વાતે દુર નથી.

मा:-હાય હાય આતો માનતીજ નથી. (આંસુ લોહીને) મારી પ્યારી હાથ જોડું, ખોળો પાથરૂં, માન.

का: म:-એને કંઈ નહીં કહો સખી, આવો આપણે સર્વે મ-ળીને વિચાર કરીએ જેને એનુ કામ હોય-

वि.-સખી હમારો તો પ્રાણ એના ઉપર છે. પણ કાંઇ ઉપાય સુઝે છે!

चं.-(રોઈને)સખી એક ઉપાય મને સુઝયો છે. જો તમે માનો તો.

मा.-સખી કેમ નહીં માનીએ. તું કેહતી કેમ નથી.

चं.-સખી મને અહીંયાં એકલી મુકીને જાવ.

मा.-તો તું એકલી અહીંયાં શું કરીશ?

चं.-જે મારી ઇચ્છા હશે તે.

मा.-વારૂં તારી ઈચ્છા શું હશે. તે અમે સાંભળીએ તો ખરાં.

चं.-સખી એ ઉપાય કહ્યો નથી જતો.

मा.-તો શું તારો પ્રાણ દઈશ? સખી હમે એવી ભોળી નથી કે તને એકલી મુકી જઈએ.

वि.-સખી તારો પ્રાણ આપવાનો મનોરથ વ્યર્થ છે. તારો પ્રાણ તને નહીં છોડે. જો પ્રાણ તને છોડી જશે તો તેને આવું સુંદર શરીર ફરી કયાંથી મળશે?

का. म.-સખી એવી વાત મને ન કહે. અને જે જે તું કહીશ તે તે કરવાને અમે તત્પર છૈયે. અને વળી આ વાતનો વિચાર તું સ્વપ્નામાં પણ ન લાવીશ. જયાં સુધી હમારો પ્રાણ છે ત્યાં સુધી તો તને મરવા નહીં દઈએ. પછી ભલે જે થવાનુ હોય તે થાઓ.

चं.-(રોઈને) હાય! મરવું પણ નથી પામતી! એ અન્યાય.

मा.-સખી અન્યાય નથી એ ન્યાય છે.

का. म-જવાદે માધવી, પુછીશ નહીં અને કંઈ આવો હમે તમે મળી કાંઈ સલાહ કરીએ કે હવે શું કરવું જોઇએ.

त्रि.-હા માધવી તું ચતુર છે. તુંજ કાંઈ ઉપાય શોધ

मा.-સખી મારે હૈયે તો એક વાત આવે છે. આપણે ત્રણ જણ ત્રણ કામ વેંહેંચી લઈએ. પ્યારીજીને (રાધાને) મનાવવા ની ખાતરજમાં એ કામ ઘણું કઠિણ છે. અને તમારા બેમાંથી એક એનાં ઘરનાને સમજાવી સફાઈ કરે અને એક લાલને મળવાને વાસ્તે કહે.

का. म.-લાલને તો હું કહીશ. હું એને બહુ લજાવીશ અને ગમે તેમ કરી એનો મેળાપ કરાવીશ.

मा.-સખી એ શું કરશે? પ્રિયાજીના ડરથી કાંઈ નહીં કરી શકે.

त्रि.-પ્રિયાજીની જમાં ખાતર તારે છે.

मा.-હા હા પ્રિયાજીની જમાંખાતર મારે.

त्रि.-તો એનાં ઘરનાંની મારે.

मा.-થયું પછી શું. સખી હવે કાંઈ વાતનો સોચ ન કર ઉઠ.

चं.-સખીઓ, વ્યર્થ કાં યત્ન કરો છો. મારૂં ભાગ્ય એવું નથી કે કાંઈ કામ સિદ્ધ થાય.

मा.-સખી હમારાં ભાગ્ય તો સિધાં છે! હમે હમારા ભાગ્ય બળથી સર્વ કાંઈ કામ કરીશું.

का. मं-સખી તું વ્યર્થ કાં ઉદાશ થઈ જાય છે. "જયાં સુધી શ્વાસ ત્યાં સુધી આશ."

मा.-તો સખી બસ, હવે સલાહ પાકી થઈ. જયાં સુધી કામ

સિદ્ધ ન થાય ત્યાં સુધી કોઈને કાંઈ ખબર ન થાય.

वि.-નહીં ખબર કેમ પડે.

का.म.-(ચંદ્રાવલીનો હાથ પકડીને) લે સખી ઉઠ હવે ચાલ હીંદોળે ઝુલ.

मा.-હા સખી હવે આનાકાની છોડ.

चं.-સખી છોડીજ છે. પણ હું હીંદોળે નહીં ઝુલુ. મારાં તો નેત્ર પોતેજ હીંદોળે ઝુલી રહ્યાં છે.

રાગ ખમાયચ અથવા કલ્યાણનો દાદરો. ત્રિતાળમાં પણ ગવાશે.

ઝુલે ઝુલે છે આ નયન આ મારાં, ઝુલે ઝુલેછે જો નયન આ મારાં
પલક પાટલી કરીને લગાડ્યા, દોર પ્રેમના સારા. ઝુલે ઝુલેરે. ૧
આશા નામે સ્તંભ કીધા છે, ઉત્સાહનાં ઝુમક લગાડ્યાં. ઝુલે. ૨
બદનામી લોકોની ભુંડી બદનામી, રૂપી ઝાલર ધારયા. ઝુલે. ૩
આંસુ પાડી મલાર તણે ગિત, પ્રિય ગુણ ગાન ઉચાર્યાં ઝુલે. ૪
મિલન મનોહર ધારી વિરહને, ઝુલે ઝુલે નૈન મારાં. ઝુલે. ૫

मा.-તો સખી જેવી તારી પ્રસન્નતા. હમે તો તારા સૂખનાં ગ્રાહક છૈયે.

चं.-હા! આ વાદળાંને જોઈને વળી જીવમાં ઓર દુઃખ થાય છે.

ચોતાળ.

દેખો ઘનસ્યામ ઘનસ્યામ તણું રૂપ ધારી
હૈડે તો વિરહ ઘટા ઘેરી ઘેરી આવે છે.
વળી ઇંદ્ર ધનુ બગમાલ જોઈ વનમાલ
મોતી સેર પીયુ તણી ફેરી ફેરી આવે છે.
મોર પીકવાણી તણી ધુની સુણી વંશીનાદ
વાંકી છબી વાર વાર નેત્ર આગે આવે છે
દેખી દેખી દામનીની દયુતી મુજ હૈડા માંય]
પીત પટ ફહરી ફહરી અને આવે છે.

હાય! જે વૃશા જગતને સુખદ છે તે મને આટલી દુઃખદાયી થઇ રહી છે.

मा.-એ દુઃખદાયી નહીં થાય. ચાલ ઉઠ ઘેર ચાલ.

( સવ જાય છે. )

(પડદો પડે છે)

॥ इति नर्षा वियोग विपत्ति नाम तृतिय अंकः ॥

॥ चतुर्थ अंकः ॥

સ્થાન ચંદ્રાવલીની બેઠક.

ખડકીમાંથી જમુનાં દેખા દે છે પલંગ બીછાવ્યો છે, પડદા પડયા છે, અત્તરદાન પાનદાન ઈત્યાદી તૈયાર છે.

( જોગણી આવે છે. ભગવી સાડી, સ્ત્રીઓનો શૃંગાર પેહેર્યો છે, રંગ જરા સ્યામળો છે. સીંદુરનુ તિલક કર્યું છે, વાળ છુટા છે, હાથમાં સરંગી, નેત્ર લાલ, ઘણી ખુબસૂરત, જયારે જયારે ગાશે ત્યારે સરંગી બજાવીને ગાશે.)

**जोगण**—અલખ, અલખ, આ દેશ આ દેશ, ગુરૂનો! અરે કોઈ છે આ ઘરમાં ? કોઈ નથી બોલતું. શું કોઈ નથી ? તો હવે શું કરૂં? બેસું. શી ચિંતા છે. યોગીઓને કહીં પણ કાંઈ અટકાવ નથી અને તેમાં વળી આપણે તો પ્રેમ જોગી ચાલો કાંઈ ગાઈએ.

( બેશીને ગાય છે )

ઠુમરી જંગલા ઝીંઝોટીની.

કોઈ એક જોગિની રૂપ ધારી. ( બે ત્રણવાર)
વાંકી ભ્રમર છકેલાં લોચન, ચાલી આવી ઘર ઘર ફરી. કોઈ. ૧
શોભા નિરખિ સલૂણી રૂડી, મોહે જુવો નરનારી ખરી. કોઈ. ૨
નાગર મન મથ અલખ જગાવે, ગાય વીણા નિજ કાંધ ધારી. કો.૩

હોરી કાફીની

જુવો જોગિની બની આવી, હાંહાંરે, જુવો જોગિની બની આવી.
સેલી ગળે તન સાડી ભગવી, બેંદી ભાલ લગાવી·
કેશ છુટા મદભરી આંખડલી, લાલ વરણ બનાવી
એતો સહુને મન ભાવી. જુવો જો૦ ૧
મોટાં નયન છવાય કાન લગી, કિંભરી હાથ બજાવી
પૂરી પ્રીતિથી રસભરી પરણ, ચિતવન મદ અલસાવી

પ્રેમી જનને મન ભાવી, જુવો જોગ. ૨
નેહ નગરમાં અલખ જગાવે, ગાયે વિરહ વધાઈ
આંખો ઘેરી થઈ તે માંહે, કાજળ રેખ છવાઈ
લાલ લાલ થઈ રસ પાઈ જુવો. ૩
ગોરે મુખ લાલી ફેલાઈ, હાથ સરંગી ધરાવી
પ્રાણ પ્રિયા પ્રેમીની બજાવે, લટ મુખે લટકાવી
કાળી ભમર બનાવી, જુવો જોગણી. ૪
છુટા કેશને ભગવા વાગા, શોભા બમણી બઢાવી
જાણે પ્રેમની મુરતી સાચી, વિધિએ સ્વહસ્ત બનાવી
જોઇને આંખ ઠરાવી. જુવો જોગણી. ૫

( નેપથ્થમાં નેપુરનો ઝણકાર સાંભળીને )

અરે કોઈ આવે છે. તો હુ સંતાઇ રહું. ચુપ ચુપ સાંભળું. જોઉ તો ખરી, એ સર્વે શું વાતો કરે છે.

( જોગિની જાય છે અને લલિતા આવે છે )

**લલિતા**—હેં! હજુ સુધી ચંદ્રાવલી નથી આવી? સાંઝ થઈ ગઇ નથી ઘરમાં કોઈ સખી કે નથી દાસી. ભલા કોઈ ચોર ચકાર આવે તો શું થાય? (ખડકી તરફ જોઇને) અહા જમુનાજીની શી શોભા થઈ રહી છે! જેવું વર્ષાનું વીતવું અને શરદનું બેસવું તેવુંજ વૃંદાવનના ફુલોની સુગંધથી મિશ્રીત પવનના સપાટાથી જમુનાજીનું લહરાતું ગમન કેવું સુંદર અને શોભીતું છે કે મનને મોહી લે છે, અહા! જમુનાજીની શોભા તો કાંઈ કહીજ શકાતા નથી, આ વખત ચંદ્રાવલી હોત તો એને હું આ શોભા બતાવત. શું કરત એ જોઈને? ઉલટો એનો વિરહ વધત (જમુનાં તરફ જોઈને) નિસ્સંદેહ આ સમયની ઘણી શોભા છે.

રોલા વૃત.

તરણિ તનૂજાતિર તમાલ તરૂવર બહુ છાયાં
ઝુકી ઝુકી જળ વીશે સ્પર્શ કરિ મન બહુ ભાવ્યાં
શું દર્પણમાં જોઈ ઉમગી તેઓની કાંતિ
કે નમતાં એ જાણી પરમ પાવન જળ પંકિત.

જાણે તપીગજ વૃંદ સમેટી તિરપર આવ્યું
કે હરિ સેવા નિમિત, નમ્યાં છે એ મન ભાવ્યું.
કહીં તીરપર અમલ કમલ શોભા વિધ વિધની.
કહીં મધ્ય સેવાળ લાગી રહી રૂડી કુમુદની
જમુનાં ધારી અનેક નેત્ર નિરખે વ્રજ લીલા
કે અગણિત પ્રિય પ્રિયા ઉમગિયાં અતી રસીલાં
કે કર ધારી અનેક બોલાવે પિયુને પાસે
કે લઈ પુજન પ્રકાર ચાહિ મળવા હુલાસે
કે પ્રિયપદ ઉપમાન જાણિને નિજ ઉર ધારે
યજ્ઞ કરી ભૃંગને મીશે સ્તુતી ઉચ્ચારે
કે વ્રજાંગના વદન કમળ કાંતી શોભાવી
કે વ્રજ હરિપદ સ્પર્શ હેતુ કમળા બહુ આવી
કે સાત્વિક અનુરાગ બેઉ વ્રજ મંડળ ફરતા
કે લહિ કમળા ભવન જળ તણા પુંજ ગગડતા
રાકા શશિની જ્યોતિ ઉપર તે જે ક્ષણ આવે
મળિ જળમાં અભ્રને અવનિઆખી મન ભાવે
ત્યારે આરસી રૂપ થાય અતિ ઉજવલ આભા
તન મન નયન એકત્ર થાય લખિ સુંદર શોભા
કો કવિ કથશે છબિ સુંદર જમુનાંના નિરની
મળિ અવની આકાશ એક છબિ થઈ નભ તિરની
પડી ચંદ્ર પ્રતિબિંબ જળ મહી કંઈ ચમકે છે
નાચે લોલ લહેર વિશે કહી મન ઉમગે છે
શું હરિ દર્શન કાજ ચંદ્રજળ વશિઓ આવી
કે તરંગ નિજ કરે લિધી આરશી છબિ છાઇ
કે જળ હરિ મુકુટની રાસ રમણની છબિ છાપે
કે જળ ઉર હરિ મુરતી વસે તે પ્રતિબિંબ આપે
કદી થાય રાત ચંદ્ર કદી પ્રગટે દુર જાયે
પવન ગમન વશ બિંબ રૂપ જળમાં બહુ થાયે
જાણે શશિ અનુરાગ ભર્યો જમુનાં જળ ડોલે
કે તરંગના દોર ઉપર ઝુલે હીંદોળે

કે દડી બાલક તણી પડી જળ અહીં તહીં ધાવે
કે વ્રજ રમણી નિરખી ડોલિ જળ ઉપર આવ
પક્ષ જાગ પ્રત્યક્ષ પ્રગટ થાયે જમુનાં જળ
કે તારા ઠગ ગણો જુવે આવી શશિ અવિકલ
કે કાલીંદી નીર તરંગ જે જે ઉપજાવે
તે તે ધરીને રૂપ મિલન કારણ તહીં ધાવે
કે જળનો ફુહાર જોરથી છે ઉછળતો
કે શશિ મહલ અનેક વીધી એક સરત કરતો
કહીં બોલે કલહંસ કહીં પારાવત બોલે
કહીં કારંડવ ઉડે કહીં જળ કુકુંટ ડોલે
ચક્રવાક કહીં વસે કહીં બક ધ્યાન લગાવે
શુક પિક કહીં જળ પિયે કહીં ભ્રમરાવલી ગાવે
તટપર નાચે મોર પક્ષિ કલ્લોલ કરે છે
કરી સ્નાન જલપાન જીવ બહુ સુખ ધરે છે
કહીં વાલુકા વિમલ સકલ કોમલ બહુ છાઈ
ઉજવલ ઝલકે રેતિ સરસ સીડી શું સુહાઈ
પ્રિયના આગમ સમય ચાંદની શું બીછાવી
રત્ન ચૂર્ણ કરિ ખુબ અહીં શું છે પથરાવી
મુકતા ભરીયો માંગ શોભતો સ્યામ નીરનો
સત ગુણ છાયો અહીં કીધો વ્રજવાજ તીરનો.

( ચંદ્રાવલી અચાનક આવે છે )

ચં-વાહ વાહરે બહેન આજ તો મોટી કવિતા કરી. કવિતાના માંટ માંટ ખોલી દીધાં. હું સર્વ સંતાઈ રહી સાંભળતી હતી.

(છાને માને આવી જોગણ એક ખુણામાં આવી ઉભી રહે છે )

લ.—વારૂ વારૂ બેહેન, તને કવિતા સાંભળવાની તો શુદ્ધિ આવી હમારે એટલું તો બસ છે.

ચં—(સાંભળતાં વાંતજ સ્મરણ પુર્વક લાંબો નિસાસો મુકીને )

રાગ બિહાગ. સોરઠ.

કેમ સ્મૃતિ મને આપી સખી હો,(બે ત્રણ વાર )

હું મુજ ગૃહનું કારજ ભૂલી,
રહી તરફડીને મારી સખીહો,' કેમ સ્મૃતિ.
મન મારૂં તો પાછું ફરે છે,
મરીશ હું તો અકળાઈ સખીહો, કેમ સ્મૃતિ.
જ્યાં સુધી ભુલી જાઉં તહાં સુધી,
જગ કારજની હું છું સખીહો. કેમ સ્મૃતિ.

---

લ.—ચાલ જવા દે. કર બીજી વાત.

**જોગણ**—(પોતે) નિરસંદેહ આનો પ્રેમ પાકો છે. જુવો મારી સ્મૃતિ આવતાં વાંતજ એના ગાલ ઉપર પીળાશ મારી ગઈ. નેત્રોમાં આંસુનો પ્રવાહ ઉભરાયો. મૂખ સુકાઈને નાનું સરખું થઈ ગયું. હાય! એક પળમાં આતો કાંઈ નું કાંઈ થઈ ગયું. અરે! એની આવી ગતિ છે.

ભૈરવ ધ્રુપદ.

છડીશી છકીશી જડ મૂરતિ થઈ છે ઘર,
હારીને હરાઈ એ તો સરવ ઘડી રહે
બોલાવી ન બોલે દૃગ ખોલે નહીં ડોલે બેઠી
ચિત્ર રૂપ બેશી એક ટક તે ધરી રહે
ઘડી ઘડી ઘભરાઈ ઘભરાઈ ઉઠે હાય
ડસક ડસક રૂવે જીવતી મરી રહે
યાદ આવે સખી રોવરાવે દુઃખ કહી કહી
સૂખ પામે જ્યાં સુધી તે મુર્છામાં પડી રહે. ૧

હવે તો મારાથી રહ્યું નથી જતું. એને મળવાને વાસ્તે તો હવે સર્વે અંગ વ્યાકુળ થઈ રહ્યાં છે.

**ચં**—(લલિતાની વાત સાંભળી ન સાંભળી કરીને અને ડાબુ અંગ ફરકતુ જોઈને પોતાની મેળે) અરે આવા વખત માં સારા શુકન કેમ થાય છે. ( કાંઈ વિચાર કરીને ) હાય આશા પણ કેવી બુરી ચીજ છે, અને પ્રેમ પણ મનુષ્યને કેવું આંધળું કરી નાંખે છે! ભલા, કયાં તે ને કયાં હું. પણ જીવ એ ભરૂંસા ઉપર ફુલાઈ જાય છે કે

સારા શુકન થયા છે તો જરૂર આવશે. ( હશીને ) હું, તેને મારી આ વખત ફીકર હશે તો! માન ન માન તારા પરોણાને વાસ્તે, પણ મનને તો પોતાની મતલબનુંજ સુજે છે. મારો પિયુ મારી વાત પણ ન પુછે અને વળી સોહાગી કહેવાય. ( લાંબો નિસાસો મુકીને ) હા! જુવો પ્રેમની ગતિ. તે કોઈ દહાડો આશા છોડતો નથી. જે પોતે ચાહે છે તે કદાપી તેનો જુહો ભાવ પણ ન પુછે તો પણ જીવને એવો ભરોંસો રહે છે કે તે પણ જરૂર આ-ટલું ચાહતાજ હશે. (કાળજા ઉપર હાથ મુકીને) રહે રહે ઉછળે છે કેમ, ધીરજ ધર, તે કાંઈ ભીંતમાંથી તો થોડાકજ નિકળી આવશે!

જો-થશે પ્યારી એમજ થશે. પ્યારી હું તો અહીંયાંજ છું. આ મારૂં પણ કાળજું કે અંતરજામી કહેવરાવીને આપ્ત જ-નોને મળવામાં આટલીવાર લગાવું છું. ( પ્રગટ સામે આવીને) અલખ! અલખ!

લ.-હમારાં મોટાં ભાગ્ય કે આપ જેવા મહાત્માનાં દર્શન થયાં.

ચં (પોતે) કોણ જાણે કેમ આ જોગિણી તરફ મારૂં મન એની મેળે ખેંચાય છે.

જો.-વારૂં અમારૂં અતિતનું દર્શન શું. અમે તો આમજ નિ-ત્ય ઘેર ઘેર ફરતાં ફરીએ.

અભંગ.

લ.-કોણ તમારો દેશ.

જો- પ્રેમ નગર પ્રિયગામ

લ.-શો ગુરૂનો આદેશ

જો- પ્રેમી મારૂ નામ;

લ.-જોગ લીધો શે કામ

જો- નિજ પ્રિય મળવા કાજ

લ.-કોણ મંત્ર

જો- પ્રિય નામ

લ.- શું તજીઉં

જો                                                   જગ લાજ;

લ.-ક્યાં આસન

જો-                    જયાં રમણ

લ.-                                    પંથ કોણ

જો-                                                  અનુરાગ

લ.-સાધન કો

જો-                    પીયુ મિલન

લ.-                                    ગાદી કોણ

જો-                                                  સુહાગ;

મન ગુરૂ દીધો વ્રેહ, સિદ્ધીનો ઉપદેશ

કરી સહુ કારજ છેહ, ફરિયે દેશ વિદેશ ॥૪॥

ચં-(પોતે) હાય! આપણ કોઈ ભારે વિજોગણી છે, તેથીજ મારૂ એની મેળે તેની તરફ ખેંચાય છે.

લ.-તો સંસારનો જોગ તો ઓર તરેહનો છે. અને આપનો પંથ જુદો છે. તો વારૂ હું તમને પુછું છું કે શું સંસારથી વિરકત થઈ યોગી લોકો જોગ વૃથા સાધે છે!

જો.-એમાં શું સંદેહ. (સારંગી છેડી ગાય છે)

લાવણી.

કઈ વૃથા કરે છે લોક જોગ સિર ધારી
સાચી જોગણ પિયુ વિના વિયોગણ નારી
છે વિરહ તણા અગ્નિની ધુણી લગાવી
મુદ્રા બંસી ધુનિ તણી કાન પહેરાવી
આંસુડાં કેરી સેલી ગળે સોહાવી
તન રજ લાગી તે અંગ ભભુત લગાવી
લટખુલી રહી તે તણી જટા શણગારી
સાચી જોગણ પિયુ વિના વિજોગણ નારી.   ૧
ગુરૂ વિરહ દીધો ઉપદેશ સુણો વ્રજબાળા
પિયુ વિરહ તણી તો બીછાઓને મૃગછાલા
મનના મણકા કરી જપો પિયૂની માળા
વિરહીના તો છે ચાલ નિરાળા બાળા

પિયુ શું લાગી સમાધી ટળે નહીં ભારી
સાચી જોગણ પિયુ વિના વિજોગણ નારી. ૨
અચલ હમારો દેશ સુહાગી કહાવે
ગુણ મુરતી ઉપર કદિ ખાક નહીંજ ચઢાવે
શિર સિંદુર દઈ માંગ ગુંથી બનાવો
કર ચુડી મૂખ તંબોળ રંગ જમાવો
ભરી પ્યાલો પીતેજ રાખી ખુમારી
સાચી જોગણ પિયુ વિના વિજોગણ નારી. ૩
અલગ હમારો પંથ નેનને જાણે
કુલ લોક વેદ પરલોક ફેડી પ્રીત નાણે
જોગી જોગ શિવજીને શિખવવા ધારૂ
એક પ્રિતમ સંગાથ નેહ વધારૂ
એવા વિયોગપર લાખ જોગ બલિહારી
સાચી જોગણ પિયુ વિના વિજોગણ નારી. ૪

ચં.-હાય હાય આનું ગાયન કેવું જીવને વેધી નાંખે છે! એના શબ્દોની જીવ ઉપર એવી વિચીત્ર અસર થાય છે કે વર્ણન થઈ ન શકે, અર્થાત મારો જીવ ત્યાંજ ચોટી રહ્યો છે. હાય હાય! આનો સ્વર પ્રાણ પ્યારાના જેવોજ છે. (બળે બળે આંસુઓને રોકીને અને જીવને વિસારે પાડી) કાંઈ એની પાસે ગવરાવું. (પ્રગટ) યોગિણીજી કાંઈ કષ્ટ ન હોય તો વળી કાંઈ ગાઓ. (એવું કહીને કાંઈ ચાહનાથી તેના તરફ જુવે છે અને કાંઈ નિચું માથું નમાવી કાંઈ વિચાર કરે છે)

જો.-ઠીક પ્યારી, સુણો. (ગાય છે)

જંગલા ઝીંઝોટીની ઠુમરી. અગર ભેરવી.

જોગણ રૂપ સુધાની પ્યાસી (બે ત્રણ વાર)
પ્રિય મળ્યા વણ ફરતી વન વન,
છાઈ મૂખ ઉદાસી- જોગણ
છોડી ભોગ ધન ધામ તજીને,
થઈ પ્રેમ વનવાસી-૧ જોગણ

પિયુ હિત અલખ અલખ રટ લાગી,
પ્રીતમ રૂપ ઉપાસી- જોગણ

—

કદમકી કુંજમે મેરો કંગનો છીનાય લીનોરે (એ રાગ)
મોહન પ્યારારે. હુંતો બોળી ફરી વન વન.
કોમલ અંગે ખાક લગાવી.
લીધો ભેખ મેંતો જોગણ. મોહન૦
તારે કારણ ગલીએ ગલીએ ફરી,
તારા ગાઈ હુંતો ગુણ ગણ. મોહન૦
સુંદર મૂરત બતલાવ પ્યારા,
ફરી હેરાન થઈ વન વન. મોહન૦

ચં.-(પોતે) હાય આતો સર્વે વાતો પત્તાબંધ કહે છે મારૂં કાળજું તો એકદમ ઉભરાઈ આવે છે. હાય! સુરત બતલાવ પ્યારા!

જો.-હવે તો તારે પણ ગાવું પડશે. અહીંયાં તો જોગી છેયે. અમે તારી આગળ ગાઈએ ને તું અમારા આગળ નહીં ગાય? (પોતે) વારૂં આ બહાને પ્યારીની અમૃત વાણી તો સાંભળીશું. (પ્રગટ) હાં- જુવો અમારી આ પેહલી ભીક્ષા ખાલી ન જાય. અમે તો ફકીર છૈએ. અમારી શું લાજ.

ચં-ભલા. ગાવું હું શું જાણું. અને વળી મારા જીવને પણ આજ સારૂં નથી. ગળું બેસી ગયું છે. (જરા વિચાર કરી નીચી આંખ કરીને;) અને વળી મને કાંઈ સંકોચ લાગે છે.

જો.-(હસીને) વાહરે સંકોચવાળી. વારૂં મારાથી શો સંકોચછે. મારૂં કહેવું નહીં કરે તો વળિ હું રીસાઇ જઇશ.

ચં.-(પોતે) હાય હાય! આની કેવી મીઠી બોલી છે કે એકદમ હૈયુ હરી લે છે. લગાર જુઠા ક્રોધથી આણે જે ભમર વાંકી કરી છે તે કેવી રૂડી લાગે છે. હાય! પ્રાણનાથ, કદાપિ તમે તો જોગણ બનીને આવ્યા ન હો? (પ્રગટ)

નાના રીસાશો નહીં. કેમ નહીં ગાઉ હું. જે ગાંડું ઘેલું આવડે છે તે સંભળાવીશ. પણ કહું છુ કે મારા ગાવાથી તમે પ્રસન્ન નહીં થાઓ. હું હાથ જોડું છું, મને ન ગવરાવશો (હાથ જોડે છે)

લ.-વાહ! તારે નવા પરોણાની વાત અવશ્ય માનવી પડશે. લે હું તારા હાથ જોડું. કેમ નહીં ગાય. જો ન જાણતી હોય તો તે પણ એને બતાવ તો ખરી.

ચં.-તો તુંજ કેમ નથી ગાતી. બીજા ઉપર હુકમ ચલાવવાને તો બડી તૈયાર થાય છે

જો.-હાં હાં સખી, તું પહેલી ન ગાઈશ. લે હું સરંગીના સુરથી આશા આપ્યાં કરૂં છું.

લ.-જુવો આ. જે બોલે તે તેનું જાય. લે મારે શું. હમણાં ગાઉં છું.

રાગ બિહાગ

અગમગતિ જુગલ પિયુ પ્યારીની. (બે ત્રણવાર)
ચાહે નિરખવા નિરખિ પડે નહીં,
ગતિ એવી ગિરધારીની. અગમ૦
વળિ મળવું સખિહસવું જોને,
રીસ નિત્યની યારીની. અગમ૦
ત્રિભુવનની સહુ રતિ ગતિ મતિ છબિ
તે ઉપર બલિહારીની. અગમ૦

ચં.-(પોતે)હાય! કોણ જાણે આજ શું થયું છે. શું હું સ્વપ્ન તો નથી દેખતી? મને તો આજ બધી વસ્તુઓ જુદી માલમ પડે છે. કાંઈ સમજણ નથી પડતી કે હું શું સાંભળું છું. શું મેં કાંઈ નિશો તો નથી કર્યો? અરે આ જોગણ તો કોઈ જાદુગર નથી. (ઘભરાઈને આમ તેમ જુવે છે.

(આવી દશા જોઇને લલિતા કાંઈ ઘભરાય છે અને જોગણ હસે છે.)

લ.-કેમ આપ શું હસો છો?

જો.—અમસ્થુંજ. હું એને એક બીજુ ગીત સંભળાવવા ચાહું છું, પણ એ ગાવાનો કરાર કરે તો.

ચં—હા. હું અવશ્ય ગાઇશ. ગાઓ આપ.

(ધ્યાન દેવાને સ્વસ્થ થઇ જાય છે.

જો.-(સારંગી બજાવીને)

રાગ ભેરવનો દાદરો.

ચિંતન કરતી શું ચકિત મૃગી શું. (એ ત્રણ વાર)
શું ખોળે છે શું ખોવાયું,
અકળાઈ દેખાય ઠગીશું- ચિંતન૦
લે સુધી તન ઉઘડે અંચળ.
શા વિચારે બની તું ખગી શું. ચિંતન૦
દેતી ન ઉત્તર બેઠી જક લઈ
શું પિયુ સંગે રેનિ જાગીશું. ચિંતન૦
ચમકિ ચમકિ જુવે ચારે દિશ,
પિયુ મૂરતિ સ્વપને ઉમગીશું. ચિંતન૦
નિજ મંડળથી છુટી પડેલી,
દોડે ભૂલી પડી મૃગીશું. ચિંતન૦
લાજ ધરે નહીં લોક ઘર તણી,
કુલ મરજાદા ગઈ ડગીશું. ચિંતન૦
આમ ફરે છે બા'વરી બા'વરી,
કયમ નહી ડોલે સંગ લાગીશું. ચિંતન૦

——

ચં.-(ઉન્માદમાં) ડોલીશ, ડોલીશ, સાથે વળગીને. (સ્મરણ કરીને લજ્જાયુત પોતે) હાય! હાય! મને શું થયું છે. મેં તો બધી લાજ શરમ ધોઈ નાંખી, કે ભિતર તેમ બાહારના લોકો સાથે બકી ઉઠું છું. વારૂં આ એક દિનને વાસ્તે આવેલી જોગણ પણ શું કહેશે! તોપણ ધીરજે આ વખત સારી લાજ રાખી નહીં તો હું,- રામ રામ- ના ના હું ધીરેથી બોલી હતી એટલે કોઇએ સાંભળ્યું નહીં હોય. આહા! સંગીત અને સાહિત્યમાં પણ કેવો ગુણ

રહેલો છે, કે મનુષ્ય ઉન્મત થઈ જાય છે. તેમાંએ વળી દાઝયા ઉપર લૂણ! હાય! નાથ! હું મારા અનુભવ સિદ્ધ અનુરાગ અને મનોરથો કોને સંભળાવું. કાવ્યની એક એક ટુંક અને સંગીતની એક એક તાનથી લાખ લાખ ગુણ વધે છે. અને તમારા મધુર રૂપ અને ચરીત્રના ધ્યાન થી એવાં ઉજવલ પ્રેમમય થઈ જવાય છે કે જાણે પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો હોય. પણ હા! અંતે એની કરૂણા રસમાં સમાપ્તિ થાય છે, કેમકે શરીરની શુધિ આવતાં વાંતજ બેહોશીનો સમુદ્ર ઉલટી આવે છે.

જો.-વાહ. હવે શું શોચ કરી રહી છો? ગા. લે હવે હું નહીં માનું.

લ.-હાં સખી, હવે તારૂં વચન સત્ય કર.

ચં.-(જાણે અરધી ઉન્માદ હોય તેમ) હાં હાં હું ગાઉં છું.(કદી આંસુ લાવીને, કોઈ વખત જરા અટકીને, કદી ભાવ બતાવીને, કદી બેસુરી થઈને, કદી તુટેલા અવાજથી અને કદી સારા અવાજથી, એમ ગાય છે)

બિહાગ, સોરઠ, ભેરવી, કલ્યાણ વિગરેમાં ગવાશે.

મનની કોને પીડ સુણાવું (બે ત્રણવાર)
વૃથા બકીને પત નિજ ખોવી,
ચર્ચા લોકની ગાઉં- મનની૦
કઠિન દરદ કોઈ નહીં હરશે,
ઉલટું નામ ધરાવું- મનની૦
એતો જે જાણે તે જાણે,
કેમ હું પ્રગટ જણાવું- મનની૦
રોમ રોમ પ્રતિ નયન શ્રવણ મન,
કેવું રૂપ બતાવું- મનની૦
કેમ સુજાણ શિરોમણી વીના,
હૈયું કાઢી બતાવું- મનની૦
હે સખી કયમ મુજ દુઃખિ વીયોગીની,
દશા કુડી રડી જાઉં- મનની૦

જો પ્રિય મારો મળે પડી પાયે,
ગ્રહી. અંચળ સમઝાવું- મનની૦

(ગાતે ગાતે બેશુધ થઈ પડી જાય છે, કે એકદમ વીજળીની માફક ચમકતી એવી જોગણ શ્રી કૃષ્ણ બનીને તેને ઉઠાડી ગળે વળગાડે છે અને નેપથ્યમાં વાજાં વાગે છે)

લ.-(ઘણા આનંદથી) સખી વધામણી, વધામણી, લાખો વધામણી છે. લે ઉઠ, સચેત થા. જોતા ખરી, કોણે તને અંક માં લીધી છે.

ચં.-(ઉન્માદથી ભગવાનના ગળામાં વળગીને)

ભેરવીનો દાદરો.

પ્રિય તને રાખીશ ભુજ મહીં બાંધી. (બે ત્રણવાર)
જાવા ન દઈશ હું તુજને પ્યારા,
નાંખીશ અંતરમાં બાંધી. પ્રિય તને૦
બાહાર રાખીશ કંઠ લગાવી,
અંતર કરીશ સમાધિ. પ્રિય તને૦
હવે નહીં છુટવા તું પામે,
લાલ ચતુરાઈ સાધી. પ્રિય તને૦

---

પ્રિય કયમ રાખું તને હૈયે છુપાવિ. (બે ત્રણવાર)
સુંદર રૂપ નિરખિ સહુ કોઈ,
મોહિત અતિશય થાય. પ્રિય કયમ૦
નેનોમાં પુતળી કરી રાખું,
પલકન ઓટ દુરાવિ. પ્રિય કયમ૦
હૈડામાં મનડાની અંદર,
કયમ છબિ તુજ નિરખાય. પ્રિય કયમ૦
મારૂં નસિબ કે રૂપ પ્રિય તારૂં,
શોક હરે છે હાય. પ્રિય કયમ૦
બાલજીવન જીવન ધન મારા,
કયમ ન છુપો અહીં ધાઈ. પ્રિય કયમ૦

---

પિયુ કહીં અવર જગા નહીં જાવ (બે ત્રણવાર)
લેવું ન દેવું મુજ ગરીબને,
રૂપ સુધારસ પાવ. પિયુ કહીં૦
જે જે કહો તે કરૂં પ્રિય મારા,
ધરિ આનંદ ઉંહાવ. પિયુ કહીં૦
રાખું છાતી લગાવી પ્યારા,
મુજ મન માંહુ સમાવ. પિયુ કહીં૦
સુંદર વદન સુધા નિધિ નિત નિત,
નયન ચકોર બતાવ. પિયુ કહીં૦
મુજ પલકથી જરાએ આઘા,
નાથ ઘડી ન છીપાવ. પિયુ કહીં૦

---

પિયુ વશ કેમ કરીને રાખુ (બે ત્રણ વાર)
તુજ દ્રગમાં દ્રગ હૈડામાં નિજ,
હૈડું શી વીધી નાંખું. પિયુ વશ૦
શું કરૂં હું શું જતન વિચારૂં,
શી વીધી વીનતી ભાખું. પિયુ વશ૦
જનમ જનમની પ્યાસી શી રીત,
અધર સુધારસ ચાખું. પિયુ વશ૦

---

**ભગવાન**-પ્રિયા તને છોડીને હું ક્યાં જઇશ. તું તો મારૂં સ્વરૂપજ છે. આતો સહુને પ્રેમની શિક્ષા કરવાને તારી લીલા છે.

**લ.**-આહા! આ વખત જે મને આનંદ થયો છે તેનો અનૂભવ કોણ કરશી? જે આનંદ ચંદ્રાવલીને થયો છે તેનોજ અનૂભવ મને પણ થાય છે. સત્ય છે કે જુગલના અનુગ્રહ વિના આ અકથનીય આનંદનો અનૂભવ બીજા કોને છે.

**ચં.**-પણ નાથ! આવા કપટી કેમ છો? અમને તમે કેમ દુઃખી જોઈ શકો છો? હા! લાખો વાતો ધારી મૂકી હતી કે જ્યારે કદી મળીશ ત્યારે આ કહીશ, આ પુછીશ. પણ આજ

સામે તો કાંઈ પુછાતું નથી.

મ.--પ્રિયા હું કપટી નથી. હુંતો મારા પ્રેમીનો વગર મૂલનો દાસ છું. પરંતુ મને નિશ્ચય છે કે મારા પ્રેમી જનોને મારા કરતાં મારો વિરહ પ્યારો છે. તેથી હું પણ દૂર રહું છું. આવા કપટમાં જે પ્રેમી છે તેનો તો પ્રેમ ઉલટો વધે છે અને જે કાચાં છે તેની વાતનો ભ્રમ ખુલી જાય છે. તો પ્યારી એ વાત તો બીજાઓની છે. તારૂં શું લીધું. હું ને તું તો એકજ છૈયે. તું મારાથી જુદી નથી. મેંતો પેહેલેથીજ કહ્યું છે કે આ સર્વ લીલા છે. (હાથ જોડીને) પ્યારી ક્ષમા કરજે. હુંતો તમારો સર્વેનો જનમ જનમનો કરજદાર છું. તારાથી કોઈ દીવસ જુદો નથી. (આંખોમાં આંસુ આવે છે.)

ચ.-(ધભરાઈને બંન્ને હાથ છોડાવી આંસુ લાવીને) બસ બસ નાથ બહુ થયું. આટલું બધું સહન નહીં થાય. તમારાં નેત્રોમાં આંસુ જોઇને મારાથી ધીરજ નહીં ધરી જાય. (ગળે વળગાડે છે)

(વિશાખા આવે છે)

વિશાખા.-સખી વધામણી, સ્વામિનીએ (રાધાએ) આજ્ઞા કરી છે કે પ્યારાને કહી દે કે ચંદ્રાવલીની કુંજમાં સુખે પધારો.

ચં.-(ઘણા આનંદથી ધભરાઈને લલિતા અને વિશાખાને) સખીઓ, હુંતો તમારો આપેલો પ્રીતમ પામી છું. (હાથ જોડીને) તમારા ગુણ જન્મો જન્મ ગાઇશ.

વિશાખા.-સખી, પ્રીતમ તારો અને તું પ્રીતમની. હમે તો તારી દૂતીઓ છૈયે. આ સહુ તો તમારી સર્વેની લીલા છે. એમાં કોણ બોલે અને બોલે પણ શું? કાંઈ સમઝ પડે તો બોલે. આ પ્રેમની તો અકથ કથા છે. તારા પ્રેમનો પરિલેખ તો પ્રેમની ટંકશાળ થશે અને ઉત્તમ પ્રેમી વિના કોઇના સમઝયામાં નહીં આવે. ધન્ય છે તને, ધન્ય છે તારા પ્રેમને, ધન્ય છે આ પ્રેમ સમઝવાવાળાને, અને ધન્ય છે જે તારા પ્રેમનું ચરિત્ર જાણે તેને. તારામાં અને

સ્વામિનીમાં કાંઈ ફેર નથી. તેમાં વળી તું રસની પોષક છે. બસ હુવે અમારી બંન્નેની એટલી વિનંતી છે કે તમે બંન્ને જણ ગળે બાંહુ દઈ વિરાજો કે અમે જુગલ જોડાનું દર્શન કરી આજ નેત્ર સફળ કરીએ.

(બન્ને જણ ગળે હાથ નાંખી બેસે છે.)

વિશાખા અને લલિતા—

જોગી જોગન બનાકે કીધર ગયોરે એ રાહુ.
ફળ નેનો તણું તમે આજે લહોરે,
નિરખી સ્વરૂપ મૃદુ નેન ભરી. ફળ નેનો૦ ટેક.
જુગલ રૂપ છબિ અમિત માધુરી,
રૂપ સુધારસ સિંધુ વહોરે. ફળ નેનો૦ ૧
એનાથી અભીલાખ લાખ કરી,
એક એને નિત્ય નિત્ય ચહોરે. ફળ નેનો૦ ૨
નિજ તનને નર સફળ કરો તો,
જુગલ તણા પદ પદ્મ ગ્રહોરે. ફળ નેનો૦ ૩
કરમ જ્ઞાન સંસાર જાળ તજી,
વળિ બદનામી સહોરે. ફળ નેનો૦ ૪
એના રસમાં મત્ત મગન થઈ,
એનુ થઈને જગત રહોરે. ફળ નેનો૦ ૫
એના બળ જગ જાળ કોટી અઘ,
તૃણ સમ પ્રેમ પ્રભાવ દહોરે, ફળ નેનો૦ ૬
એને તો સરવસ કરી જાણો,
હૈયે મનોરથ એજ રહોરે, ફળ નેનો૦ ૭
રાધા ચંદ્રાવળી કૃષ્ણ વ્રજ,
યમુના ગિરીવર મુખ કહોરે, ફળ નેનો૦ ૮
જનમ જનમ આ કઠણ પ્રેમ વ્રત,
બાળા એક રસ થઈ વહોરે, ફળ નેનો૦ ૯

ભગવાન—પ્રિયા, બીજી કાંઈ ઈચ્છા હોય તે કહે, કેમકે તને જે પ્યારૂં છે તેજ મને પ્યારૂ છે.

ચં—નાથ, બીજી કાંઇ ઈચ્છા નથી. મારી સર્વ ઈચ્છાની અ-

વધી તો તમારૂં દર્શનજ છે. પરંતુ ભરતનું આ વાક્ય સફળ થાય,

ખમાયચ.

" આવે આવેરે મોહન બન આવે" (એ રાહ)
પરમારથ સ્વારથ કરી જાણે, (બે ત્રણવાર)
જે આચાર્ય બને તે નિત નિત,
ધરમ નિયમતે નાણે. પરમારથ૦
વૃંદા વિપિન વિહાર સદાએ,
સુખથી સ્થિર પરમાણે પરમારથ૦
જન વલ્લભી ગણાઈ ભકિત વિણ,
અવર કંઈ નહીં જાણે. પરમારથ૦
છોડીને જગ જાલ કૃષ્ણનાં,
ગાય ચરિત્ર નિજ ગાણે પરમારથ૦
રત્ન દીપ હરી પ્રેમ તણો તો,
રહે જગત તમ હાણે પરમારથ૦

(ફુલની વૃષ્ટી થાય છે, વાજાં વાગે છે, અને પડદો પડે છે)

॥ इति परम फल नामक चतुर्थ अंक समाप्त. ॥

नाटिका समाप्त.

સંવત વસુ ગુણ ભક્તિ શશી ગુણ માસે શુભ પક્ષ
પ્રતી પદા પૂરણ કર્યો ગ્રંથ શૂભ પ્રત્યક્ષ.



## શુદ્ધાશુદ્ધ સૂચનીકા.

| પૃષ્ટ. | પંક્તિ, | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૯ | ચંદ્રવલી | ચંદ્રાવલી |
| ૩ | ૨૫ | (વિચાર કરીને | ( વિચાર કરીને) |
| ૪ | ૯ | ખમયચ | ખમાયચ |
| ૪ | ૧૭ | જુગતુ બની | જુગ તુંબની |
| ૭ | ૨૪ | કરી | કડી |
| ૮ | ૧૪ | વદ | વેદ |
| ૧૦ | ૬ | વ્યથ | વ્યર્થ |
| ૧૧ | ૧૮ | પ્રીત | પીત |
| ૧૨ | ૫ | વિત તીમ મરેચે | વિતતી મમ રોચે |
| ૧૪ | ૨૬ | વચંદ | વચંન |
| ૧૫ | ૧૭ | ખ્તાતિયાં | માતિયાં |
| ૧૮ | ૧૬ | બોધાવે છે | બોલાવે છે. |
| ૨૨ | ૧૦ | પેખો | પેખોરે |
| ૨૮ | ૨૬ | સેવા | સેના |
| ૩૦ | ૨૫ | શું જાણે | ૦ |
| ૩૧ | ૮ | ાલાટલથી | કોલાહલથી |
| ાા | ૭ | ધારણ | ધારણ કરી |
| ાા | ૧૫ | બચાવવાવાળી | બચાવવાવાળો |
| ૩૨ | ૧ | અધ | અર્ધ |
| ૩૫ | ૧૪ | મ્હોલમાં | મ્હોલ્લામાં |
| ાા | ૨૨ | કેમદે | કેમકે |



## સુચના.

પ્રસિદ્ધ કરવામાં આવે છે કે આ નાટિકાનો ગ્રંથસ્વામિત્વનો હક રાખ્યો છે માટે રજા શીવાય કોઈએ છપાવવી નહીં તેમજ રંગભૂમી ઉપર ભજવવી નહીં.

---

ભરૂચ-મોકેરી ફળીઆમાં કર્ત્તા પાસેથી.

અમદાવાદ-લાલાવસાની પોળમાં સાંકડી શેરીમાં ભાઈ મણી-લાલ ગીરધરલાલને ત્યાંથી.

નડીઆદ-શેઠ રણછોડલાલ ખુશાલદાસ "[illegible]સાગર પ્રેસ" ના મેનેજર પાસેથી

ઘોઘા-શા. છોટમલાલ જીવણદાસ પાસેથી.

ભાવનગર-દેસાઈ છગનલાલ સંતોકરામની ડેલીએ, આઘડભાઈ પાસેથી.

સીહોર-કવિ ગોવીંદ ગીલાભાઈ પાસેથી.

વડોદરા-શા. ત્રીકમલાલ ધાનતરામ સુબાસાહેબની કચેરીમાં કલાર્ક છે તેમની પાસેથી.

સુરત-શા. મણિશંકર પરભુશંકર પંડીત-સુરત વિભાગના આસીસ્ટન્ટ કલેકટર ઓફ કસ્ટમ્સના હેડ કલાર્ક પાસેથી.

મુંબઈ-શા. જેઠારામ મુકુંદજી, બુકસેલર મામાદેવીને દક્ષિણ દરવાજે.

